ઉપર કહ્યા પ્રમાણે દુઃખનો ઉદય અને નિરોધ કેમ થાય છે એ જ્યારે સિદ્ધાર્થને સમજાયું ત્યારે તે બુદ્ધ થયો. પોતાની જ્ઞાનદૃષ્ટિ વડે ચાર આર્યસત્યો અને તદંતર્ગત આર્ય-અષ્ટાંગિક માર્ગ તેણે જોયાં. મનુષ્યપ્રાણીનું હિતાહિત શામાં છે એનું હવે તેને સ્પષ્ટ જ્ઞાન થયું. ત્યારે તે પોતાના મનમાં બોલી ઊઠ્યો, "ધ્યાનસ્થ બ્રાહ્મણને ભારે પ્રયત્નથી જ્યારે સદ્ધર્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તેની સર્વ કુશંકા લય પામે છે, કેમકે કાર્યકારણપરંપરાનું સ્પષ્ટ જ્ઞાન તેને થયું હોય છે."

રાત્રિના બીજા પ્રહરમાં બુદ્ધે પ્રતીત્યસમુત્પાદનું પુનઃ સમાલોચન કર્યું. દુઃખનો ઉદય અને નિરોધ કેમ થાય છે એનો ઠીક વિચાર કરી તે બોલ્યો: "ધ્યાનસ્થ બ્રાહ્મણને ભારે પ્રયત્નથી જ્યારે સદ્ધર્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તેની સર્વ કુશંકા લય પામે છે, કેમકે દુઃખનાં કારણોનો નિરોધ કેમ કરવો તે એ જાણે છે."

વળી, રાત્રિના ત્રીજા પ્રહરમાં બુદ્ધે પ્રતીત્યસમુત્પાદનું પુનઃ સમાલોચન કરી ઉદ્‌ગાર કાઢ્યા: "ધ્યાનસ્થ બ્રાહ્મણને ભારે પ્રયત્નથી જ્યારે સદ્ધર્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તેની સર્વ કુશંકા લય પામે છે, અને મારસેનાનો વિધ્વંસ કરી અંતરીક્ષમાં પ્રકાશનારા સૂર્ય પ્રમાણે તે પ્રકાશિત થાય છે."

બુદ્ધ પોતાના આસન ઉપર સાત દિવસ સુધી વિમુક્તિ-સુખનો અનુભવ લેતો ધ્યાનસ્થ બેઠો. આઠમે દિવસે તે આસન પરથી ઊઠી ન્યગ્રોધવૃક્ષ નીચે ગયો, અને ત્યાંયે તે સાત દિવસ સુધી વિમુક્તિસુખનો અનુભવ લેતો ધ્યાનસ્થ બેઠો.

ત્યાં એક ઘણો ગર્વિષ્ઠ બ્રાહ્મણ આવી તેને પૂછવા લાગ્યો, "હે ગૌતમ, કયા કારણે મનુષ્યને બ્રાહ્મણ કહી શકાય? બ્રાહ્મણનું કર્તવ્ય શું?"

તે સાંભળી બુદ્ધે આ ઉદ્‌ગાર કાઢ્યા: "જેણે પાપમાત્રને પોતાના અંતઃકરણમાંથી દૂર કર્યું છે, ગર્વની મલિનતા જેના

અંતઃકરણને અડકી શકતી નથી, જેનું બ્રહ્મચર્ય પરિપૂર્ણ છે, જેને આ લોકના કોઈ પણ વિષયની તૃષ્ણા નથી, જેણે અંતર્દષ્ટિથી જ્ઞાનનો અંત જોયો છે, તે જ પોતાને યથાર્થ રીતે બ્રાહ્મણ કહી શકે!"

તે અઠવાડિયું ન્યગ્રોધવૃક્ષ નીચે ગાળીને બીજા અઠવાડિયામાં બુદ્ધ મુચિલિંદવૃક્ષ નીચે ગયો. ત્યાં એક અઠવાડિયા સુધી વિમુક્તિસુખનો અનુભવ લેતો રહ્યો. તે સમયે અકાલિક મેઘ ઉત્પન્ન થઈ ઘણી વૃષ્ટિ થઈ, ત્યારે બુદ્ધને વૃષ્ટિની બાધા થાય નહિ માટે મુચિલિંદ નાગરાજા પોતાના નાગલોકમાંથી બહાર નીકળ્યો અને બુદ્ધના મસ્તક પર ફેણ કરી ઊભો રહ્યો. એક અઠવાડિયા પછી જ્યારે વરસાદ બંધ થઈને આકાશ સ્વચ્છ થયું ત્યારે મુચિલિંદ પોતાનું સ્વરૂપ બદલીને કુમારવેષે હાથ જોડી બુદ્ધ સમક્ષ ઊભો રહ્યો. તેને જોઈ બુદ્ધગુરુ બોલ્યો: "ધર્મનું શિક્ષણ સંપાદન કરી જે તેમાંનું રહસ્ય જોઈ સંતુષ્ટ થાય છે તેને એકાંતવાસ સુખાવહ થાય છે, અને પ્રાણીમાત્ર ઉપર મૈત્રીભાવ રાખ્યાથી કેવું સુખ થાય છે એ તેને સમજાય છે. આ લોકમાં કામવાસનાનું ઉલ્લંઘન કરી વૈરાગ્યનો લાભ થવો સુખકારક છે; પણ આથીયે પર રહેલો અહંકાર નષ્ટ થવો એ ખરેખર સુખની પરમાવધિ સમજવી જોઈએ!"

ત્યાર પછી બુદ્ધ મુચિલિંદ વૃક્ષ નીચેથી રાજાયતન નીચે ગયો અને ત્યાં વિમુક્તિસુખનો અનુભવ લેતો બેઠો. તે વખતે તપુસ્સ અને ભલ્લિક નામના બે વેપારી ઉત્કલ દેશથી તે માર્ગે વેપાર કરવા માટે જતા હતા, તેમનાં સગાંવહાલાંઓએ તેમને બુદ્ધગુરુ નજીક હોવાના સમાચાર જણાવ્યા. ત્યારે તે બુદ્ધનાં દર્શને આવ્યા અને તેની તે વખતની ગંભીર મુદ્રા જોઈ તે દિવસથી તેના શિષ્ય થયા. બુદ્ધના ઉપાસકોમાં (ગૃહસ્થ શિષ્યોમાં) આ જ બે પહેલા ઉપાસક હતા.

એક અઠવાડિયા પછી બુદ્ધ ન્યગ્રોધવૃક્ષ નીચે જઈ બેઠો. ત્યાં તેના મનમાં એવો વિચાર આવ્યો કે, "મને જે ધર્મજ્ઞાન પ્રાપ્ત થયું છે તેનો બોધ જગતના પ્રપંચમાં રચ્યાપચ્યા રહેલા જનોને થવો શક્ય નથી. હું જો ધર્મનો ઉપદેશ કરીશ અને જો લોકોને મારા ધર્મનું જ્ઞાન સ્પષ્ટ રીતે થશે નહિ, તો મને વિના કારણ ત્રાસ માત્ર થશે! તો હવે ધર્મોપદેશની ખટપટમાં ન પડતાં એકાંતમાં જ કાલક્રમણ કરવું એ જ સારું છે."

બુદ્ધનો આ માનસિક વિચાર તત્ક્ષણ જ બ્રહ્મદેવે જાણ્યો અને તે મોટેથી બોલી ઊઠયા, "અરેરે! જગતને મોટી હાનિ થાય છે! સમ્યક્સંબુદ્ધનું મન ધર્મોપદેશ ભણી ન વળતાં એકાન્તવાસના સુખ ભણી વળે છે!"

ત્યારે બ્રહ્મદેવ તરત જ બ્રહ્મલોકમાં અંતર્ધાન પામી બુદ્ધ સમક્ષ પ્રકટ થયા અને બુદ્ધની આગળ હાથ જોડી બોલ્યા:

"હે બુદ્ધગુરુ! તારા અમૃતતુલ્ય ધર્મનો લોકોને ઉપદેશ કર. આ જગતમાં જેમનાં જ્ઞાન પર અજ્ઞાનમળનાં પડ ઘટ્ટ બેઠાં નથી એવા પુષ્કળ જીવ છે. કેવળ તારાં ધર્મવાક્ય તેમના કાને ન પડવાથી તેમને ભારે હાનિ થાય છે. જો તું ઉપદેશ કરીશ, તો તેનું રહસ્ય જાણનાર ઘણા લોક આ જગતમાં મળી આવશે. હે બુદ્ધગુરુ, આજ સુધી આ મગધ દેશમાં જે ધર્મ પ્રચલિત થયા તે પરિશુદ્ધ નહોતા. કેમકે જેમનાં અંતઃ-કરણનો પાપમળ સર્વથા ધોવાઈ ગયો ન હતો એવા માણસો તરફથી એનો પ્રચાર થયો હતો. તેથી નિર્મળ અંતઃકરણથી જાણેલો આ તારો ધર્મ લોકોને સંભળાવવા કૃપા કર. આ અમૃતનું દ્વાર લોકોને માટે ઉઘાડું કર. પર્વતશિખર પર રહી જેમ આપણે નીચેના પ્રદેશમાં લોકો તરફ જોઈએ છીએ, તેમ પ્રજ્ઞાના શિખર પર ચડી તું આ જન્મજરાદિક દુઃખથી પીડિત થયેલા લોકો તરફ નિર્ભયપણે જો! હે શૂરવીર, માર સાથે યુદ્ધ કરી તેં જય મેળવ્યો છે. હે લોકનાયક, તું સર્વ

ઋણમાંથી મુક્ત થયો છે. હવે લોકોમાં ફરી ફરીને તું તારા ધર્મનો પ્રચાર કર. તારો ધર્મ સમજનારા ઘણા લોકો તને મળશે."

બુદ્ધે બ્રહ્મદેવની વિનંતી માન્ય કરી અને પોતાના સદ્ધર્મનો પ્રથમ કોને ઉપદેશ કરવો એનો તે વિચાર કરવા લાગ્યો. આળાર કાલામ જો આ ધર્મનું શ્રવણ કરશે તો તેને આનું રહસ્ય તરત જ જણાઈ જશે, એવો વિચાર બુદ્ધના મનમાં આવ્યો.

પણ કાલામ એક અઠવાડિયા પૂર્વે જ મરણ પામ્યો હતો. આ વાત અંતર્જ્ઞાનથી જાણીને બુદ્ધે ઉદ્ગાર કાઢ્યા: "અરેરે! કાલામ મોટો તપસ્વી હતો, તે જો આજે જીવતો હોત તો મારા ઉપદેશનું તત્ત્વ તેને વિના પરિશ્રમે સમજાત. પણ હવે બીજો કયો મનુષ્ય મારો ધર્મ જાણવાને સમર્થ છે! ઉદ્રક રામપુત્ર એ કાલામના જેવો તપસ્વી છે. તે મારો ધર્મમાર્ગ જલદીથી સમજી શકશે."

પણ ઉદ્રક રામપુત્રનું આગલે દિવસે જ અવસાન થયું હતું. આ વાત પણ જ્યારે બુદ્ધે અંતર્જ્ઞાનથી જાણી ત્યારે તે મનમાં બોલ્યો: "હવે મારી સાથે જે પાંચ તપસ્વી રહેતા હતા તે જ મારો ધર્મ પ્રથમ શ્રવણ કરવાને યોગ્ય છે. હું જ્યારે તપશ્ચર્યા કરતો હતો ત્યારે તેમણે પુષ્કળ મદદ કરીને મને આભાર નીચે રાખ્યો છે. પણ તે આ સમયે ક્યાં રહેતા હશે!"

તે પાંચ તપસ્વી વારાણસી પાસે ઋષિપતન નામના ઉપવનમાં રહેતા હતા. તે બુદ્ધે દિવ્ય દૃષ્ટિએ જાણ્યું અને કાશીએ જવાનો વિચાર કરી તે ઉરુવેલાથી નીકળ્યો.

માર્ગમાં આજીવક પંથનો ઉપક નામનો શ્રમણ તેને મળ્યો અને બોલ્યો: "આયુષ્મન્ ગૌતમ, તારું મુખ અત્યંત પ્રસન્ન દેખાય છે અને તારી દેહકાન્તિ તેજસ્વી દેખાય છે.

તું કયા આચાર્યનો શિષ્ય છે?" બુદ્ધ બોલ્યો: "મારો ધર્મમાર્ગ મેં પોતે જ શોધી કાઢેલો છે, એટલે હું કોનો શિષ્ય છું એમ કહું?"

ઉપક બોલ્યો: "પણ તું અર્હન્ત થયો છે કે? તને જિન કહી શકાય ખરો?"

બુદ્ધે જવાબ આપ્યો: "હા, મેં સર્વ પાપકારક મનોવૃત્તિઓ જીતી છે. તેથી, હે ઉપક, હું જિન છું."

બુદ્ધનું આ ભાષણ સાંભળી ઉપક 'કદાચ હશે!' એમ બોલી ડોકું ધુણાવતો બીજે રસ્તે નીકળી ગયો.

બુદ્ધ ધીરે ધીરે પ્રવાસ કરતો ઋષિપતનમાં આવી પહોંચ્યો. તેને જોઈ તે પાંચ તપસ્વીઓએ આપસમાં નિશ્ચય કર્યો કે, "યોગભ્રષ્ટ શ્રમણ ચાલ્યો આવે છે. તે આપણા આશ્રમમાં આવે તો આપણે કોઈ પણ રીતે તેનો આદરસત્કાર કરવો નહિ, પણ અહીં એક આસન માંડી રાખવું. એની ઇચ્છા હશે તો એ તેના પર બેસશે." પરંતુ બુદ્ધ જ્યારે આશ્રમના દ્વાર આગળ આવ્યો ત્યારે તેમનો વિચાર આપો-આપ પડી ભાંગ્યો. તેમનામાંના એક જણે બુદ્ધનું પાત્ર અને ચીવર (કંથા) પોતાના હાથમાં લઈ લીધાં, બીજાએ આસન તૈયાર કર્યું, કેટલાકોએ પગ ધોવા માટે પાણી વગેરે આણી મૂકયું. બુદ્ધ પગ ધોઈ પોતાને માટે માંડેલા આસન પર બેઠો. તપસ્વીઓએ તેને નામથી સંબોધન કરી કુશળ સમાચાર પૂછ્યા.

ત્યારે બુદ્ધ બોલ્યો, "ભિક્ષુઓ! મને તમે પૂર્વના નામે બોલાવશો મા! હું અર્હન્ત, તથાગત અને સમ્યક સંબુદ્ધ એ નામાભિધાનને યોગ્ય થયો છું; ભિક્ષુઓ! મારો ધર્મ લક્ષપૂર્વક સાંભળો. જો મારા અમૃતતુલ્ય ધર્મનું એકાગ્રતાથી મનન કરી, હું કહું છું તેમ તમે ચાલશો તો એનું રહસ્ય સમજાઈ તમારું બ્રહ્મચર્ય સાર્થક થશે."

તપસ્વીઓ બોલ્યા: "હે ગૌતમ! અમે જ્યારે તારી પાસે હતા ત્યારે તીવ્ર તપશ્ચર્યા વડે પણ તને મોક્ષમાર્ગનું જ્ઞાન થયું નહિ. હવે તો તું યોગભ્રષ્ટ થયો છે! તપશ્ચર્યાનો ત્યાગ કરીને તું પેટ પાછળ પડ્યો, તો તને અમૃતતુલ્ય ધર્મનું જ્ઞાન કેવી રીતે થઈ શકે?"

બુદ્ધ બોલ્યો: "ભિક્ષુઓ! મેં આ પૂર્વે આવા પ્રકારના ઉદ્દગાર કદી કાઢ્યા હતા ખરા કે?"

"ના" તપસ્વીઓએ ઉત્તર આપ્યો.

"તો પછી હું જે કાંઈ કહું છું તેના પર તમારો વિશ્વાસ બેસવો જોઈએ. તમે એક વાર ધ્યાનપૂર્વક મારો ઉપદેશ સાંભળી લો. આ ધર્મ પ્રમાણે જો તમે વર્તશો તો તમારું બ્રહ્મચર્ય સાર્થક થશે!"

ધીરે ધીરે તે પાંચ તપસ્વીઓનો વિશ્વાસ બુદ્ધના કહેવા પર બેઠો અને તેઓ તેમનો ઉપદેશ સાંભળવા તૈયાર થયા.

ત્યારે બુદ્ધે તેમને કહ્યું: "ભિક્ષુઓ! કામોપભોગમાં સુખ માનવું એ એક છેડો છે; પણ એ હીન, ગ્રામ્ય, અજ્ઞજનસેવિત, અનાર્ય અને અનર્થાવહ છે. દેહદંડન કરવું એ બીજો છેડો છે. આ પણ દુઃખકારક, અનાર્ય અને અનર્થાવહ છે. તપસ્વીઓએ આ બન્ને છેડાનું સેવન કરવું નહિ. તથાગતે આ છેડાની વચમાંનો માર્ગ શોધી કાઢ્યો છે.

"ભિક્ષુઓ! જન્મ, જરા, વ્યાધિ, મરણ, અપ્રિય વસ્તુઓનો સમાગમ અને પ્રિય વસ્તુઓનો વિયોગ ઇત્યાદિ કારણોથી મનુષ્ય આ લોકમાં દુઃખી થાય છે. આ જે રાયથી રંક પર્યંતનું સર્વસાધારણ દુઃખ તેને હું દુઃખ નામનું પહેલું આર્યસત્ય કહું છું.

"આ સર્વ દુઃખનો ઉદય તૃષ્ણામાંથી થાય છે. ઐહિક ઉપભોગોની તૃષ્ણા, સ્વર્ગલોકમાં જન્મવાની તૃષ્ણા, અને યથેચ્છ સુખ ભોગવી, આત્મહત્યા કરી જગતમાંથી લુપ્ત થઈ

જવાની તૃષ્ણા, આ ત્રણ તૃષ્ણાથી મનુષ્યપ્રાણી અનેક પાપો આચરે છે અને દુઃખભાગી થાય છે. તેથી તૃષ્ણાને દુઃખનું મૂળ સમજવું જોઈએ. આ બીજા સિદ્ધાન્તને હું દુઃખસમુદય નામનું આર્યસત્ય કહું છું.

"તૃષ્ણાનો વિરોધ કરવાથી નિર્વાણનો લાભ મળશે; દેહદંડનથી કે કામોપભોગથી મોક્ષપ્રાપ્તિ થનાર નથી. આ ત્રીજો સિદ્ધાન્ત છે. આને હું દુઃખનિરોધ નામનું આર્યસત્ય કહું છું.

"સમ્યક દૃષ્ટિ, સમ્યક સંકલ્પ, સમ્યક વાચા, સમ્યક કર્માન્ત (કર્મ), સમ્યક આજીવ, સમ્યક વ્યાયામ, સમ્યક સ્મૃતિ અને સમ્યક સમાધિ એ મેં નવીન શોધી કાઢેલો મધ્યમ માર્ગ છે. દુઃખનો નિરોધ આ જ માર્ગે થનાર છે. (વ્રતો અને ઉપવાસો કરવાથી દુઃખનો નિરોધ થનાર નથી.) આ ચોથો સિદ્ધાન્ત. આને હું દુઃખનિરોધગામિની પ્રતિપદા નામનું આર્યસત્ય કહું છું.

"આ ચાર આર્યસત્યનું અને તદંતર્ગત આર્યઅષ્ટાંગિક માર્ગનું જ્ઞાન થયાથી જ હું સમ્યક સંબુદ્ધ પદને પહોંચ્યો છું."

તે પાંચ બ્રાહ્મણ તપસ્વીઓમાંથી કૌંડિન્ય બ્રાહ્મણને પહેલાં બુદ્ધના ધર્મોપદેશનું રહસ્ય સમજાયું, તેથી તેને આજ્ઞાત કૌંડિન્ય (જાણનારો કૌંડિન્ય) એવું ઉપનામ મળ્યું. અનુક્રમે બીજાઓને પણ ધર્મબોધ થયો, તેથી તે પાંચે તપસ્વી અર્હંત થયા; અને પોતાને બૌદ્ધધર્મની દીક્ષા દેવાની તેમણે તથાગતને વિનંતી કરી.

ત્યારે બુદ્ધ બોલ્યો; "ભિક્ષુઓ! આ મારા ધર્મનો અંગીકાર કરો અને બ્રહ્મચર્યનું પાલન કરી ભવદુઃખનો અંત આણો." બુદ્ધે ઉચ્ચારેલા આ શબ્દો જ તે પાંચ તપસ્વીઓના પ્રવ્રજ્યાવિધિ થયા.

## ૬

# કાશી અને ઉરુવેલામાંની પ્રવૃત્તિ

[ મહાવગ્ગ ]

તે કાળે વારાણસી નગરીમાં એક ધનાઢ્ય વેપારીને યશ નામનો અત્યંત સુકુમાર પુત્ર હતો. તેને રહેવા માટે ત્રણ પ્રાસાદ હતા. એક ચોમાસામાં, બીજો શિયાળામાં અને ત્રીજો ઉનાળામાં રહેવાને અનુકૂળ થઈ પડે એવી રીતે તેની રચના કરેલી હતી. યશને સંસારમાં કોઈ પણ પ્રકારની ઊણપ ન હતી. પરંતુ તેનું મન સંસાર પરથી ઊઠી ગયું હતું. તેને સર્વ પ્રાપંચિક સુખો વિષતુલ્ય લાગવા માંડયાં.

એક દિવસ તેના સેવકો ઘસઘસાટ ઊંઘતા હતા તે વખતે તે જાગ્યો અને પોતાના મૃતપ્રાય પરિજનો ભણી જોઈ મનમાં જ બોલ્યો: "શો આ ઉપદ્રવ! અને શી આ પીડા!"

પોતાનાં પરિજનોનો ત્યાગ કરીને યશ એકાએક વાડામાંથી બહાર આવ્યો અને ઠેઠ નગરદ્વાર સુધી ચાલ્યો ગયો. આશ્વાસનની વાત તો એ હતી કે યશે આટલી રાત્રે નગરદ્વાર ઉઘાડું જોયું. તેને કોઈ પણ જાતનું વિઘ્ન નડયું નહિ. તે નગરમાંથી બહાર નીકળ્યો અને 'શો આ ઉપદ્રવ અને શી આ પીડા!' એમ બોલતો છેક ઋષિપતન સુધી ચાલ્યો ગયો.

તે વખતે તરત જ પો ફાટયો હોવાથી ભગવાન બુદ્ધ પર્ણશાળાની બહારની બાજુએ ખુલ્લી જગામાં ફરતા હતા. તે યશને જોઈ પોતાના આસન પર આવી બેઠા. ભગવંતની પાસે આવી યશે 'શો આ ઉપદ્રવ! શી આ પીડા' એ શબ્દો પુનઃ ઉચ્ચાર્યા.

બુદ્ધ બોલ્યા, "અહીં ઉપદ્રવો નથી અને અહીં પીડાઓ નથી. હે શ્રેષ્ઠીપુત્ર, આ આસન પર બેસ. તને હું ધર્મોપદેશ કરું છું."

ત્યારે યશ બુદ્ધ પાસે જઈ નમસ્કાર કરી બાજુએ પડેલા એક આસન પર બેઠો.

બુદ્ધે ક્રમે ક્રમે દાનથી થતા ફાયદા, શીલરક્ષણથી થતા ફાયદા, સ્વર્ગલોકપ્રાપ્તિ, કામાસક્તિમાં દોષ અને એકાંતવાસમાં ગુણ, ઇત્યાદી પ્રશ્નો ચર્ચી ઉપદેશ કર્યો; અને જ્યારે યશનું ચિત્ત મૃદુ, અજ્ઞાનના આવરણથી મુક્ત થયેલું જોયું, ત્યારે તેને તેણે દુઃખ, દુઃખસમુદય, દુઃખનિરોધ અને દુઃખનિરોધગામી માર્ગ એ ચાર આર્યસત્યોનો ઉપદેશ કર્યો.

તે સાંભળી યશને તે જ આસન પર જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થઈ. જે દુઃખનો સમુદય થાય છે તેનો નિરોધ પણ કરી શકાય છે એ વિષે તેને સ્પષ્ટ બોધ થયો.

બીજે દિવસે સવારે યશને ઘેર ઘણી ગડબડ ચાલી રહી. આગલી રાત્રે યશ ઘરમાંથી એકલો નીકળી ગયો એ સમાચાર તેના માબાપને માલૂમ પડતાં જ તેમણે યશની શોધ માટે ચારે બાજુએ સવાર દોડાવ્યા અને યશનો પિતા પોતે તેની શોધમાં ઋષિપતન તરફ ગયો. પાંચ તપસ્વીની પર્ણશાળા પાસે આવ્યા પછી યશની સુવર્ણપાદુકાનાં ચિહ્નો ધૂળમાં તેના જોવામાં આવ્યાં. એટલે આ ચિહ્નો પ્રમાણે ચાલતાં ચાલતાં તે બુદ્ધ પાસે આવ્યો અને બોલ્યો, "ભગવન્! મારા યશને તમે જોયો છે?"

બુદ્ધ બોલ્યો, "હે ગૃહપતિ, તું નીચે બેસ. તારી અને તારા પુત્રની ભેટ અહીં જ થશે."

બુદ્ધના આ શબ્દો સાંભળી યશના પિતાને અત્યંત આનંદ થયો અને બુદ્ધને નમસ્કાર કરી તે એક બાજુએ બેઠો. બુદ્ધે તેને ક્રમશઃ દાન, શીલ, વગેરે સદ્ગુણોનો ઉપદેશ

કર્યો. પછી તે બોલ્યો, "ભગવન્, આપનો ધર્મ અત્યંત સુંદર છે. જેમ અંધકારમાં દીપ, તેમ આ પ્રપંચતિમિરમાં આપનો ધર્મ છે. આજથી હું આપને, આપના ધર્મને અને આપના ભિક્ષુસંઘને શરણ જાઉં છું. મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી હું આપનો ઉપાસક થયો છું. આપ મારો અંગીકાર કરો."

ત્યાર પછી પોતાના પ્રભાવથી બુદ્ધે, યશ અને તેના પિતાનો ત્યાં જ મેળાપ થાય, એવો યોગાયોગ મેળવી આપ્યો. યશના પિતાએ જ્યારે પાસે બેઠેલા પોતાના પુત્રને જોયો ત્યારે તેણે તેને કહ્યું, "પુત્ર! તારી માતાને અત્યંત શોક થયો છે, તો એક વાર તેને દર્શન આપી જીવતદાન દે." યશે પોતાના પિતાને ઉત્તર ન દેતાં બુદ્ધના મુખ તરફ જોયું.

બુદ્ધ બોલ્યો, "હે ગૃહપતિ! તેં જે ધર્મનું શ્રવણ કર્યું, તે ધર્મનું પૂર્ણ જ્ઞાન થયા પછી જેનું ચિત્ત વિમુક્ત થયું છે, તે ફરીથી કામોપભોગમાં સુખ માનશે ખરો?"

"નહિ ભગવન્!" યશના પિતાએ ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યો, "તો પછી યશને હવે સંસારબદ્ધ કરવાનો પ્રયત્ન વ્યર્થ છે!"

શ્રેષ્ઠી બોલ્યો, "મારા પુત્રને આપના ધર્મરહસ્યનું પૂર્ણ જ્ઞાન થયું, એ તેને મોટો લાભ જ થયો એમ હું માનું છું."

યશના પિતાએ બીજે દિવસે પોતાને ઘેર ભોજન કરવા માટે બુદ્ધને આમંત્રણ આપ્યું; બુદ્ધે આમંત્રણનો સ્વીકાર કર્યો. પછી ઘેર જઈ તેણે બીજા દિવસ માટે સર્વ તૈયારી કરી.

બુદ્ધ યશને સાથે લઈ બીજે દિવસે સવારે તેને ઘેર ગયો. જમણ પૂરું થયા પછી તેણે યશનાં માબાપ અને પત્નીને ધર્મોપદેશ કર્યો. અંતે યશની મા અને પત્ની એ બંને યશના પિતાની માફક જ બુદ્ધની ઉપાસિકા થઈ અને યશને ગૃહસ્થાશ્રમમાં આવવાનો તેમણે આગ્રહ કર્યો નહિ.

વારાણસી નગરીમાં યશના પુષ્કળ મિત્ર હતા, તેમાંથી ચોપન તરુણોએ ગૃહત્યાગ કરી બુદ્ધના ભિક્ષુસંઘમાં પ્રવેશ કર્યો. બુદ્ધના પૂર્વના પાંચ સાથીદાર, યશ અને યશના ચોપન સોબતીઓ મળી બુદ્ધ પાસે હવે સાઠ ભિક્ષુ ભેગા થયા. કાર્તિકી પૂર્ણિમા પછી એક દિવસે બુદ્ધે તે સર્વ ભિક્ષુને એકત્ર કર્યા અને તેમને કહ્યું : "ભિક્ષુઓ! હું આ લોકનાં અને સ્વર્ગલોકનાં સર્વ બંધનોથી મુક્ત થયો છું. તે પ્રમાણે તમે પણ આ સર્વ બંધનોથી મુક્ત થયા છો. હવે તમે જનતાના કલ્યાણ માટે ચારે દિશામાં સંચાર કરો. આરંભે કલ્યાણપ્રદ, મધ્યમાં કલ્યાણપ્રદ અને પરિણામે કલ્યાણપ્રદ એવા મારા ધર્મનો સર્વ લોકોને ઉપદેશ કરો અને તેમને શુદ્ધ બ્રહ્મચર્યનું જ્ઞાન કરી દો. એક માર્ગે બે જણ જતા નહિ. ભિક્ષુઓ! આ જગતમાં જેમની બુદ્ધિ સર્વથા મલિન થઈ નથી, એવા પુષ્કળ જીવો છે; પણ ધર્મવાક્ય કાને ન પડવાથી તેમની અધોગતિ થતી દેખાય છે. માટે મારા ધર્મના જિજ્ઞાસુ પુષ્કળ લોકો તમને મળશે. હું પણ ધર્મપ્રચારાર્થે પાછો ઉરુવેલા જાઉં છું."

બુદ્ધનું આ ભાષણ પૂરું થયું ન થયું એટલામાં પેલો દુષ્ટ માર ત્યાં પ્રગટ થઈ બોલ્યો, "આ લોકનાં અને સ્વર્ગલોકનાં સર્વ બંધનોથી તું બંધાયેલો છે. હે શ્રમણ! તું આ મારા મહાબંધનોથી કદાપિ મુક્ત થનાર નથી!"

બુદ્ધ બોલ્યો, "રૂપ, શબ્દ, રસ, ગંધ અને સ્પર્શ આ પંચેન્દ્રિયના વિષય તારાં બંધનો છે; પણ તે મને મોહ પમાડી શકતાં નથી. માટે તારો પ્રયત્ન વ્યર્થ છે."

બુદ્ધે પોતાને ઓળખી લીધો એ જોઈ માર અત્યંત દુ:ખી થઈ ત્યાં જ અંતર્ધાન થયો.

તે સમયે ભિન્ન ભિન્ન પ્રદેશમાંથી બુદ્ધના સંઘમાં પ્રવેશ કરવા ઇચ્છનાર મનુષ્યને લઈ આ સાઠ ભિક્ષુ બુદ્ધ પાસે

જતા, પણ તેથી તેમને ઘણો ત્રાસ થતો ત્યારે બુદ્ધે તેમને એવી પરવાનગી આપી કે જે લાયક મનુષ્યની સંઘમાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય, તેને પોતાની પાસે ન આણતાં ભિક્ષુએ જ તેને દીક્ષા આપવી.

પોતાના મુખ્ય સાઠ શિષ્યોને સર્વત્ર ધર્મપ્રચારાર્થે મોકલ્યા પછી અને બારોબાર શ્રમણદીક્ષા આપવાની તેમને અનુજ્ઞા દીધા પછી બુદ્ધગુરુ એકલો જ ઉરુવેલાના અરણ્યમાં આવ્યો.

પાછળ એક ઠેકાણે કહ્યું જ છે કે આ અરણ્યમાં રહેનારા તપસ્વી લોકોમાં ઉરુવેલકાશ્યપ, નદીકાશ્યપ અને ગયાકાશ્યપ એ ત્રણ મુખ્ય ગણાતા હતા. આ ત્રણે ભાઈઓમાં ઉરુવેલકાશ્યપ વડીલ હોવાથી બીજા બે તેને પોતાનો ગુરુ માનતા. ઉરુવેલકાશ્યપની પાસે પાંચસો જટાધારી શિષ્ય હતા. નદીકાશ્યપ પાસે ત્રણસો અને ગયાકાશ્યપ પાસે બસો શિષ્ય હતા.

બુદ્ધગુરુ પ્રથમ ઉરુવેલકાશ્યપને આશ્રમે જઈ બોલ્યો, "હે કાશ્યપ! જો તને મારાથી અડચણ થવા જેવું ન હોય તો હું તારી અગ્નિશાળામાં એક રાત રહેવા ઇચ્છું છું."

કાશ્યપ બોલ્યો, "હે મહાશ્રમણ! તારા રહેવાથી મને કોઈ પણ પ્રકારે અડચણ થવાની નથી. પણ મારી અગ્નિશાળામાં ભયંકર નાગ રહે છે; તે તને ત્રાસ દેશે એવો મને ભય રહે છે."

બુદ્ધ બોલ્યો, "તેની તું ચિંતા કરીશ મા. તું મને એક રાત અહીં રહેવાની પરવાનગી આપ."

કાશ્યપ બોલ્યો, "એમ છે, તો તું ખુશીથી અહીં રહે."

તે રાત્રે બુદ્ધગુરુ કાશ્યપની અગ્નિશાળામાં ધ્યાનસ્થ બેઠેલા હતા તે સમયે તે મહાસર્પ ત્યાં આવ્યો અને પોતાના તેજથી બુદ્ધનો પરાભવ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેના

ફૂંફાડા સાંભળી તથા તેના તેજથી અગ્નિશાળા પ્રકાશિત થયેલી જોઈ કાસ્યપના આશ્રમમાંના તપસ્વીઓ અગ્નિશાળાની આસપાસ એકઠા થયા અને આપસમાં બોલવા લાગ્યા, "અરેરે! ગરીબ બિચારો શ્રમણ આ મહાસર્પના સપાટામાં આવી પડ્યો છે!"

પરંતુ બુદ્ધના પ્રભાવ આગળ તે નાગનું કાંઈ પણ ચાલ્યું નહિ. છેવટે બુદ્ધે પોતાના સામર્થ્યથી તેનું તેજ હરણ કરી તેને પોતાના ભિક્ષાપાત્રમાં ઢાંકી રાખ્યો.

બીજે દિવસે સવારે બુદ્ધે પોતાનું ભિક્ષાપાત્ર ઉઘાડી કાસ્યપને તે નાગ બતાવી કહ્યું, "હે કાસ્યપ! આ જો, તારો ઘોર મહાસર્પ કેવો નિસ્તેજ થઈને પડ્યો છે!"

તે ચમત્કાર જોઈ કાસ્યપના મનમાં એવો વિચાર આવ્યો કે, "આ શ્રમણ ઘણો ઋદ્ધિમાન છે; તોપણ તે મારી પેઠે અર્હત્પદે પહોંચેલો તો નહિ હોય!"

બીજે દિવસે બુદ્ધગુરુ કાસ્યપના આશ્રમ પાસે અરણ્યમાં રહ્યો હતો, તે રાત્રે ચાર દિક્પાલ તેનો ધર્મ સાંભળવા માટે ત્યાં આવ્યા. કાસ્યપે તેમના તેજથી તે સર્વ વનભૂમિ પ્રકાશિત થયેલી જોઈ. બીજે દિવસે સવારે તે બુદ્ધને જમવાનું આમંત્રણ કરવા ગયો તે વખતે બોલ્યો, "હે મહાશ્રમણ! રાત્રે આ પ્રદેશમાં ઘણો પ્રકાશ દેખાતો હતો તે શાનો હતો?"

બુદ્ધે 'રાત્રે ચાર દિક્પાલ મારો ધર્મ શ્રવણ કરવા આવ્યા હતા' એમ કહ્યું. એ સાંભળી કાસ્યપ મનમાં ને મનમાં બોલ્યો, "આ મહાશ્રમણ ઘણો ઋદ્ધિમાન છે ખરો; તોપણ તે મારી પેઠે અર્હત્પદે પહોંચેલો તો નહિ હોય."

તે દિવસે કાસ્યપના આશ્રમમાં ભોજન કરી બુદ્ધ તે જ અરણ્યપ્રદેશમાં રહ્યો. રાત્રે ઇંદ્ર તેનો ધર્મોપદેશ શ્રવણ કરવા માટે ત્યાં આવ્યો. તેના તેજથી કાસ્યપના આશ્રમની આસ-પાસનો પ્રદેશ અત્યંત પ્રકાશિત થયેલો જોઈ કાસ્યપ ચકિત

થઈ ગયો. બીજે દિવસે ઇંદ્ર બુદ્ધનો ધર્મોપદેશ શ્રવણ કરવા આવ્યો હતો એ સમાચાર તેણે જાણ્યા ત્યારે પૂર્વનો જ વિચાર ફરી એક વાર તેના મનમાં આવ્યો.

પછી એક દિવસ રાત્રે બુદ્ધના દર્શનાર્થે બ્રહ્મદેવ આવ્યા હતા એ સમાચાર કાશ્યપે જાણ્યા. તથાપિ બુદ્ધ અર્હત્પદે પહોંચ્યો હતો એની તેને ખાતરી થઈ નહિ.

એક દિવસે કાશ્યપના આશ્રમમાં મોટો યજ્ઞસમારંભ થનાર હતો, તે માટે અંગ અને મગધ દેશમાંથી પુષ્કળ લોકો ખાવાપીવાની જણસો લઈને ત્યાં આવનાર હતા. આથી ઉરુવેલકાશ્યપના મનમાં એવો વિચાર આવ્યો કે, આવતી કાલે મારા આશ્રમમાં અંગ અને મગધ દેશમાંથી પુષ્કળ લોક આવનાર છે. જો આ મહાશ્રમણ તેમને પોતાની ઋદ્ધિનો ચમત્કાર બતાવશે તો એનો લાભ-સત્કાર વધશે અને મારો લાભ-સત્કાર કમી થશે. જો એ આવતી કાલે અહીં ન આવે તો સારું થાય.

કાશ્યપના મનનો આ વિચાર જાણી બુદ્ધ યજ્ઞને દિવસે તેના આશ્રમે ગયો નહિ. યજ્ઞ પૂરો થયો. લોક પોતપોતાને ઘેર ગયા. બીજે દિવસે કાશ્યપ બુદ્ધને આમંત્રણ કરવા માટે તે બેઠો હતો તે અરણ્યમાં ગયો અને તેને કહ્યું, "હે મહાશ્રમણ, ભોજનની સર્વ તૈયારી થઈ ગઈ છે; પણ તું કાલે કેમ આવ્યો નહિ?"

બુદ્ધ બોલ્યો, "હે કાશ્યપ! કાલે તારા આશ્રમમાં યજ્ઞ થનાર હતો, અને તે માટે અંગ અને મગધ દેશમાંથી પુષ્કળ લોક આવનાર હતા. ત્યારે તેમને હું કંઈ પણ ઋદ્ધિ ચમત્કાર દાખવી તેમનું મન હરી લઈશ અને તેથી તારા લાભને હાનિ પહોંચશે એમ તને લાગ્યું. અને હું તે સમયે આશ્રમમાં હાજર ન હોઉં તો સારું એવો વિચાર તારા મનમાં આવ્યો. માટે હું કાલે તારા આશ્રમમાં આવ્યો નહિ."

બુદ્ધની ઋદ્ધિમત્તાની કાશ્યપને ઉત્તરોત્તર ખાતરી થતી હતી; પરંતુ હજી પણ બુદ્ધને અર્હત્પદ પ્રાપ્ત થયું નહિ હોય એમ જ તેને લાગતું હતું.

બુદ્ધે બીજાયે કેટલાક ઋદ્ધિના ચમત્કાર કાશ્યપને દેખાડ્યા, પણ બુદ્ધ અર્હન્ત થયો હોય એવી તેની ખાતરી થઈ નહિ. એક દિવસે ઉરુવેલાના પ્રદેશમાં અકાળ મેઘની ભયંકર વૃષ્ટિ થઈ અને તેને લીધે સર્વત્ર પાણી જ પાણી થઈ ગયું. કાશ્યપને લાગ્યું કે બુદ્ધ સપડાઈ તણાઈ જશે તેથી કેટલાક તપસ્વીઓને સાથે લઈ એક નાવમાં બેસી તે બુદ્ધગુરુ રહેતો હતો તે ઠેકાણે ગયો. ત્યાં બુદ્ધ પાણીનો પ્રવાહ પોતાના ઋદ્ધિબળે બન્ને બાજુએ અટકાવી વચમાં કોરી જગામાં ખુશાથી આમતેમ ફરતો હતો. તેને જોઈ કાશ્યપ મોટેથી બોલ્યો. "તું જ તે મહાશ્રમણ છે કે?"

બુદ્ધે 'હા' એવો ઉત્તર આપ્યો અને પોતે અંતરિક્ષમાંથી તે નાવમાં જઈ ઊભો રહ્યો. ત્યારે કાશ્યપના મનમાં ફરી એક વાર પૂર્વનો જ વિચાર ઉત્પન્ન થયો કે, "આ મહાશ્રમણ મહાન ઋદ્ધિમાન છે, પણ મારી જેમ અર્હત્પદે પહોંચ્યો નથી!"

ત્યારે બુદ્ધે તેને કહ્યું, "હે કાશ્યપ! તું અર્હત નથી, એટલું જ નહિ પણ અર્હત્પદલાભનો માર્ગ સુધ્ધાં તને જડ્યો નથી!"

બુદ્ધના આ શબ્દો સાંભળી કાશ્યપનું અભિમાન તત્કાળ ગળી ગયું અને તે બુદ્ધને પગે પડી બોલ્યો, "ભગવન્, મને તમારી શિષ્યશાખામાં સામેલ કરો."

બુદ્ધ બોલ્યો, "કાશ્યપ! તું પાંચસો જટિલોનો ગુરુ છે. તેમને મળ્યા વિના તું મારો શિષ્ય થવાની ઉતાવળ કરતો નહિ."

આથી કાશ્યપે પોતાના શિષ્યોને એકત્ર કરી બુદ્ધના શિષ્ય થવાનો પોતાનો વિચાર તેમને જણાવ્યો. તે સર્વ

કાસ્યપ સાથે બુદ્ધના શિષ્ય થવા તૈયાર થયા, અને તેમણે પોતાની જટા કાપી અગ્નિહોત્રનાં સાહિત્યો સાથે નદીના પ્રવાહમાં નાંખી દીધી. બુદ્ધે આ સૌને પોતાના ભિક્ષુસંઘમાં દાખલ કર્યા.

નદીના પ્રવાહમાંથી તણાઈ આવેલી તે જટાઓનો ભારો અને અગ્નિહોત્રનાં સાહિત્યો જોઈ પોતાના મોટા ભાઈ અને તેની શિષ્યશાખા પર કોઈ વિકટ પ્રસંગ આવ્યો હશે, એમ નદીકાસ્યપને લાગ્યું; તેથી તેણે ખરી માહિતી મેળવવા પોતાના કેટલાક શિષ્યોને ઉરુવેલકાસ્યપના આશ્રમે મોકલ્યા. પોતાનો ભાઈ શિષ્યશાખા સહ બુદ્ધનો અનુયાયી થયો, એ સમાચાર જાણતાં જ નદીકાસ્યપ પોતાના ત્રણસો શિષ્યો સાથે બુદ્ધ પાસે જઈ તેનો અનુયાયી થયો.

તે જ પ્રમાણે ગયાકાસ્યપના કાન પર પોતાના બે બંધુઓ બુદ્ધના અનુયાયી થવાની વાત આવતાં જ તે પણ ઉરુવેલકાસ્યપના આશ્રમમાં જઈ પોતાના બસો શિષ્યો સહ બુદ્ધનો અનુયાયી થયો. આ પ્રમાણે થોડા જ વખતમાં એક હજાર તપસ્વીઓએ બુદ્ધના ભિક્ષુસંઘમાં પ્રવેશ કર્યો.

એક દિવસ બુદ્ધ આ એક હજાર ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ! જગતમાં સર્વ વસ્તુ પ્રદીપ્ત થઈ છે! કઈ સર્વ વસ્તુ? પંચેંદ્રિય અને મન — એ વસ્તુ પ્રદીપ્ત થઈ છે! શાથી પ્રદીપ્ત થઈ છે? કામાગ્નિથી, ક્રોધાગ્નિથી અને મોહાગ્નિથી આ વસ્તુ પ્રદીપ્ત થઈ છે; જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસ એ સૌથી પ્રદીપ્ત થઈ છે! પણ ભિક્ષુઓ! જે આ યથાર્થ રીતે જોઈ શકે છે, તે પંચેંદ્રિયો અને મન એ સૌ વિષે વિરક્ત થાય છે; તથા જે સર્વ ઇંદ્રિયો અને તેના વિષય તરફ વિરક્ત થાય છે, તે જ મુક્ત જાણવો."

## ૭

# રાજગૃહમાં આગમન

[મહાવગ્ગ]

ઉરુવેલાના પ્રદેશમાં કેટલોક કાળ ગાળી બુદ્ધગુરુ પોતાના એક હજાર શિષ્યો સાથે રાજગૃહમાં આવ્યો. ત્યાં તે યષ્ટિ-વનમાં રહેતો હતો. બુદ્ધ પોતાના નગર સમીપ આવ્યો છે એ સમાચાર બિંબિસાર રાજાને મળતાં જ તે ઘણા ઠાઠમાઠ સાથે તેને મળવા ગયો.

તેની સાથે મગધ દેશના પુષ્કળ બ્રાહ્મણો પણ હતા. તેમને એવી શંકા આવી કે બુદ્ધ કાસ્યપના શિષ્ય છે કે કાસ્યપ બુદ્ધનો શિષ્ય છે.

તેમના મનમાંનો વિચાર જાણી લઈ બુદ્ધે કાસ્યપને કહ્યું, "કાસ્યપ ! તેં અગ્નિહોત્રનો કેમ ત્યાગ કર્યો ?"

કાસ્યપ બોલ્યો, "ભગવન્ ! સ્વર્ગલોકમાં સર્વ પ્રકારે કામસુખની પ્રાપ્તિ થવી એ જ યજ્ઞનું ફળ સમજાય છે. પણ આ લોકનાં તેમ જ સ્વર્ગલોકનાં કામસુખ પાપકારક છે, એમ જાણીને હું અગ્નિહોત્ર અને યજ્ઞમાં રત થયો નથી."

"પણ, હે કાસ્યપ ! જો કામસુખમાં તને આનંદ મળતો નથી, તો તારું મન કયે ઠેકાણે રત થયું છે, એ કહે."

"ભગવન્! અત્યંત શાંત નિર્વાણપદ જોઈ મારું મન યજ્ઞયાગ વિષે વિરક્ત થયું. એ નિર્વાણપદે હું રત થયો. ભગવન્! આપ મારા ગુરુ છો અને હું આપનો શિષ્ય છું."

કાસ્યપનું આ ભાષણ સાંભળી તે બ્રાહ્મણોનો સંશય નાશ પામ્યો.

બુદ્ધે બિંબિસાર રાજાને, તેના સરદારોને અને તેની સાથે આવેલા બ્રાહ્મણોને દાનના ફાયદા, શીલનું મહત્ત્વ, સ્વર્ગલોકનું સુખ, કામસુખમાં દોષ અને એકાંતવાસને લીધે થનારું સુપરિણામ ઇત્યાદિ બાબતો સમજાવી ઉપદેશ કર્યો; અને જ્યારે તે સર્વનું ચિત્ત અજ્ઞાનના આવરણથી મુક્ત થઈ મૃદુ અને મુદિત થયેલું જણાયું, ત્યારે તેણે તે સર્વને ચાર આર્યસત્યો સમજાવ્યાં. તેના ઉપદેશથી સર્વની જ્ઞાનદષ્ટિ ખૂલી ગઈ અને તે સર્વ તે દિવસથી બુદ્ધોપાસક થયા.

ત્યારે રાજા બિંબિસાર બોલ્યો, "ભગવન્, આપ બુદ્ધ થઈ મારા રાજ્યમાં ધર્મપ્રસારાર્થે પ્રથમ આવો એવી મારી ઉત્કટ ઇચ્છા હતી, તે આજ સફળ થઈ. આપના ધર્મામૃત-પાનથી મારી પ્રજા સુખી થશે એમાં શંકા નથી. ભગવન્, આવતી કાલે આપ આપના ભિક્ષુસંઘ સાથે મારે ઘેર ભિક્ષા ગ્રહણ કરવા પધારજો."

બુદ્ધે કંઈ પણ ઉત્તર ન આપતાં મૂંગા મૂંગા જ રાજાનું આમંત્રણ સ્વીકાર્યાનો ઇશારો કર્યો. રાજાએ તે રાત્રે સર્વ વ્યવસ્થા કરીને બીજે દિવસે બુદ્ધને સંદેશો મોકલ્યો. મધ્યાહ્ન પૂર્વે બુદ્ધ અને તેમના કાશ્યપાદિ એક હજાર ભિક્ષુઓ રાજ-વાડામાં આવી માંડેલા આસન પર બેઠા. બિંબિસાર રાજાએ પોતે જ બુદ્ધની અને ભિક્ષુસંઘની ભોજન-વ્યવસ્થા કરી. ભોજન પછી બુદ્ધને એક મોટા દીવાનખાનામાં બેસાડી રાજા તેની એક બાજુએ બેઠો.

તે વખતે રાજાના મનમાં એવો વિચાર આવ્યો કે, "મારું વેણુવન ઉદ્યાન બુદ્ધ અને ભિક્ષુસંઘને રહેવા યોગ્ય છે, કેમકે તે શહેરથી ઘણું દૂરે નથી તેમ ઘણું પાસેયે નથી. ત્યાં જવાઆવવાનો રસ્તો સારો હોઈ ભાવિક મનુષ્યને જવાઆવવા માટે સગવડભર્યો છે. ત્યાં દિવસે ઘણી ગડબડ હોતી નથી

અને રાત્રે વિશેષ શોરબકોર હોતો નથી. એકાંતવાસ માટે તે યોગ્ય છે. તે બુદ્ધને દાન કરીશ તો ઠીક થશે."

બિંબિસાર રાજા પોતાના આસનેથી ઊઠ્યો, અને હાથમાં પાણીથી ભરેલી સોનાની ઝારી લઈ બુદ્ધ પાસે જઈ બોલ્યો, "ભગવન્, મારું વેણુવન ઉદ્યાન હું આપને અને આપના ભિક્ષુસંઘને દાન કરું છું તેનો આપ સ્વીકાર કરો."

બુદ્ધે વેણુવનનો સ્વીકાર કર્યો; અને ભિક્ષુઓને ઉદ્દેશી તે બોલ્યો, "ભિક્ષુઓ, આજથી લોકોએ દાનમાં આપેલા આરામ (વિહાર) સ્વીકારવાની હું તમને પરવાનગી આપું છું."

તે કાળે રાજગૃહ પાસે સંજય નામનો સુપ્રસિદ્ધ પરિવ્રાજકાચાર્ય રહેતો હતો. તેની મોટી શિષ્યશાખા હતી. સારિપુત્ત અને મોગ્ગલ્લાન એ બે બ્રાહ્મણ પરિવ્રાજકોની તેના પ્રમુખ શિષ્યોમાં ગણના થતી. પણ સંજયના તત્ત્વજ્ઞાનથી તે બેનું સમાધાન ન થવાથી તેમણે એવો વિચાર રાખ્યો હતો કે બેમાંથી એકને નિર્વાણમાર્ગ પ્રાપ્ત થતાં, તેણે તે બીજાને બતાવવો.

એક દિવસ અસ્સજિ (અશ્વજિત્) નામનો ભિક્ષુ રાજગૃહમાં પિંડપાત (ભિક્ષા) માટે ફરતો હતો તેવામાં સારિપુત્તે તેને જોયો. તેની શાન્ત મુદ્રા અને ગંભીર વર્તન જોઈ સારિપુત્તને લાગ્યું કે જે જે નિર્વાણમાર્ગે ચડયા હશે તેમાંનો આ એક હોવો જોઈએ. આથી સારિપુત્ત તેની પાછળ જ રાજગૃહમાંથી બહાર નીકળી ચાલવા લાગ્યો.

અસ્સજિ પોતાના પાત્રમાં પડેલું અન્ન વસ્ત્ર વડે ઢાંકી વેણુવન તરફ જતો હતો તેવામાં માર્ગમાં સારિપુત્ત તેને મળ્યો. તેને કુશળ પ્રશ્નાદિ પૂછી સારિપુત્ત બોલ્યો, "આયુષ્મન્, તારી ચર્યા અત્યંત પ્રસન્ન દેખાય છે. તું કયા ધર્મનો અનુયાયી છે? તારા ગુરુ કોણ? અને તેનો મત શો છે?"

અસ્સજિ બોલ્યો, "હું હાલમાં જ ભિક્ષુ થયો છું. હું વિસ્તારપૂર્વક ગુરુનો મત કહી શકું તેમ નથી; તેથી હું સંક્ષેપથી તને સમજાવીશ."

સારિપુત્ત બોલ્યો, "હરકત નહિ. સંક્ષેપ કે વિસ્તારથી જે કાંઈ કહેવા જેવું હોય તે કહે. મને સારાંશ જ જોઈએ છે, શબ્દપાંડિત્યને શું કરવું છે?"

અસ્સજિ બોલ્યો, "જે દુઃખો કારણથી ઉત્પન્ન થાય છે તેનાં કારણો તથાગતે કહ્યાં છે; અને તે કારણોનો નિરોધ કેમ કરવો એ પણ કહ્યું છે. અમારા ગુરુનો આ જ મત છે."*

અસ્સજિનાં આ ધર્મવાક્યોથી સારિપુત્તને બુદ્ધનો ધર્મ-નિર્વાણનો માર્ગ ખરો છે, એવી ખાતરી થઈ. તેણે અસ્સજિને કહ્યું, "આજકાલ જો ખરો ધર્મ હોય તો આ જ છે!"

સારિપુત્ત ત્યાંથી નીકળી મોગ્ગલ્લાન પાસે ગયો અને બનેલી સર્વ વાત તેને કહી. ત્યારે મોગ્ગલ્લાન બોલ્યો, "ચાલો, આ જ ક્ષણે આપણે બુદ્ધનાં દર્શન માટે જઈએ."

સારિપુત્ત બોલ્યો, "આયુષ્યમન્! સંજયના શિષ્યોમાંના અઢીસો પરિવ્રાજકો આપણા બેની ઉપર અવલંબીને રહેલા છે; તો પ્રથમ તેમને મળી તેમની સલાહ લઈ પછી બુદ્ધદર્શને જઈએ."

આ સંભાષણ પૂરું થયા પછી તેઓ બંને પોતાના ઉપર અવલંબી રહેલા પરિવ્રાજકોને મળ્યા અને બુદ્ધના શિષ્ય થવાનો પોતાનો નિશ્ચય તેમને જણાવ્યો. ત્યારે તે અઢીસો પરિવ્રાજકો સારિપુત્ત અને મોગ્ગલ્લાન સાથે બુદ્ધના અનુયાયી થવા તૈયાર થયા. તે સૌને સાથે લઈ સારિપુત્ત અને મોગ્ગલ્લાન સંજય

---

* મૂળ ગાથા આ પ્રમાણે છે:

ये धम्मा हेतुप्पभवा हेतुं तेसं तथागतो आह ।

तेसं च यो निरोधो एवंवादी महासमणो ॥

પાસે જઈ બોલ્યા, "આયુષ્યમન્! અમે બુદ્ધગુરુ પાસે જઈએ છીએ. આજથી તે અમારા ગુરુ છે."

સંજયે તેમને ન જવા માટે પુષ્કળ આગ્રહ કર્યો, પણ તે સારિપુત્ત-મોગ્ગલ્લાનનાં મન ફેરવી શક્યો નહિ. તેને પોતાની આટલી મોટી શિષ્યશાખા નષ્ટ થઈ તેથી અત્યંત ખેદ થયો.

સારિપુત્ત-મોગ્ગલ્લાન પોતાના અઢીસો તપસ્વી બંધુઓને સાથે લઈ વેણુવન ઉદ્યાનમાં આવ્યા. તેમને દૂરથી આવતા જોઈને બુદ્ધ પોતાના ભિક્ષુઓ તરફ ફરી કહેવા લાગ્યો, "હે ભિક્ષુઓ! આ જે બે પરિવ્રાજકો અહીં આવે છે તે મારા અગ્રશ્રાવક (અગ્રશિષ્ય) થનાર છે!"

તે પાસે આવી બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠા અને બૌદ્ધસંઘમાં પોતાને દાખલ કરવા માટે તેમણે બુદ્ધને વિનંતી કરી. બુદ્ધે તેમને અને તેમના અઢીસો તપસ્વી બંધુઓને સંઘમાં લીધા.

સંજયના આટલા બધા શિષ્ય એકદમ બૌદ્ધ ભિક્ષુ થયા તેથી રાજગૃહમાં બહુ જ ગડબડ થઈ ગઈ. કેટલાક દિવસ સુધી તો કોઈ બૌદ્ધ ભિક્ષુ રસ્તામાં જણાતાં જ લોકો કહેતા કે, "આ મહાશ્રમણ અમારા શહેરમાં આવ્યો અને સંજયના સર્વે શિષ્યોને લઈ ગયો! હવે એ કોને લઈ જશે?" *

ભિક્ષુઓને રાજગૃહવાસી લોકોના આ કથનનો શો ઉત્તર આપવો એ સૂઝયું નહિ. તેમણે આ સમાચાર બુદ્ધને જણાવ્યા. બુદ્ધ બોલ્યા, "ભિક્ષુઓ! આ લોકાપવાદ બહુ દિવસ ટકશે નહિ. સાતઆઠ દિવસ લોક એમ બોલશે અને પછી ચૂપ થઈ જશે; તોપણ ફરી જો તમારા કાન પર આ શબ્દો આવે તો તમે તે મનુષ્યને સ્પષ્ટ ઉત્તર આપજો કે, "વીર તથાગત

---

* आगतो खो महासमणो मागधानं गिरिब्बजे ।
सब्बे संजये नेत्वान कस्स दानि नयिस्सति ॥

શિષ્યોને સદ્ધર્મથી લઈ જાય છે. લોકોએ તેની ઈર્ષ્યા શા માટે કરવી ?"×

રાજગૃહમાં વેણુવન વિહારમાં રહેતા બુદ્ધે પોતાના સંઘમાં એક જ પ્રકારની વ્યવસ્થા દાખલ કરી. આના પહેલાં કૌંડિન્યથી માંડીને છેક સારિપુત્ત-મોગ્ગલ્લાન સુધી જેને બુદ્ધે પોતે ભિક્ષુસંઘમાં લીધા હતા તેમનો પ્રવ્રજ્યાવિધિ તદ્દન સાદો હતો. બુદ્ધ 'ભિક્ષુ ! અહીં આવ' (एहि भिक्ख) એમ કહે એટલે ગમે તે માણસ ભિક્ષુ થતો. પણ આને લીધે સંઘમાં સર્વસાધારણતા રહી નહિ, એટલે કે એકનાં વસ્ત્ર એક પ્રકારનાં તો બીજાનાં બીજા પ્રકારનાં, એકનો આચાર એક પ્રકારનો તો બીજાનો બીજા પ્રકારનો, એવું થવા લાગ્યું. આથી બુદ્ધે પોતાના ભિક્ષુસંઘનો આચાર એક જ પદ્ધતિએ ચાલે તે માટે જુદા જુદા નિયમો દાખલ કર્યા. એ સર્વનો વિસ્તાર વિનય-ગ્રંથમાં કર્યો છે.

---

× नयंति वे महावीरा सद्धम्मेन तथागता ।
धम्मेन नीयमानानं का उस्सुय्या विजानतं ॥

## ૮

# શુદ્ધોદન રાજાનો મેળાપ

[ નિદાનકથા જાતક—અઠ્ઠકથા ]

સિદ્ધાર્થ છત્રીસ વર્ષની વયે વૈશાખ પૂર્ણિમાએ બુદ્ધ થયો. તે પછી અષાડી પૂર્ણિમાએ ઋષિપતનમાં પાંચ તપસ્વીઓને તેણે પ્રથમ ધર્મોપદેશ કર્યો. ચાતુર્માસ ઋષિપતનમાં રહી ધર્મોપદેશ કરતો કરતો, ઉરુવેલ્લકાશ્યપાદિક એક હજાર તપસ્વીઓને પોતાના શિષ્ય કરી, પોષ મહિનામાં બુદ્ધ રાજગૃહ પાછો ફર્યો, અને મહિના પંદર દિવસની અંદર જ સારિપુત્ત મોગ્ગલ્લાનાદિક પરિવ્રાજકોને તેણે પોતાના સંઘમાં લીધા. અહીંયાં મોટો ભિક્ષુસંઘ ભેગો થયો હતો, અને તેથી તેની કીર્તિ વિંધ્ય અને હિમાલય એ બે પર્વતની વચમાંના પ્રદેશમાં સર્વત્ર પ્રસરી.

છ વર્ષ સુધી શુદ્ધોદન રાજાને પોતાના પુત્રના સમાચાર બરોબર મળ્યા ન હતા. પણ હવે તે મોટા સંઘનો શાસ્તા (શાસનકર્તા) થયો છે, અને રાજગૃહમાં બિંબિસાર રાજાએ આપેલા વેણુવન વિહારમાં રહે છે, એ સમાચાર શુદ્ધોદન રાજાને કાને આવતાં વખત લાગ્યો નહિ. રાજાએ બુદ્ધને કપિલવસ્તુમાં લાવવાને એક વિશ્વાસુ દૂતને મોકલ્યો. પણ તે પાછો ન ફરતાં વેણુવનમાં બુદ્ધનો ધર્મ શ્રવણ કરી ત્યાં જ ભિક્ષુ થઈ રહ્યો. રાજાએ બીજા બે ત્રણ દૂત મોકલ્યા, પણ તે સર્વની તે જ ગત થઈ.

છેવટે કાલુદાયી નામના સિદ્ધાર્થના બાલમિત્રને રાજાએ બુદ્ધને લઈ આવવા માટે રાજગૃહમાં મોકલ્યો. તે વેણુવનમાં આવીને બુદ્ધનો શિષ્ય થયો, તોપણ તે બીજા દૂતો પ્રમાણે પોતાનું કર્તવ્ય વીસર્યો નહિ. ફાગણ મહિનાની પૂર્ણિમાએ તેણે બુદ્ધને કહ્યું, "ભગવન્, આપના પિતા આપનાં દર્શન માટે ઉત્સુક થયા છે. તો આપે કપિલવસ્તુ જઈ એક વાર તેમને અને બીજાં સગાંવહાલાંઓને મળી આવવું, એવી મારી વિનંતી છે. ભગવન્, આ વસંતકાળ આપના ગમન માટે અત્યંત યોગ્ય છે."

કાલુદાયીની વિનંતીને માન આપી બુદ્ધગુરુ રાજગૃહમાંથી નીકળ્યો; અને માર્ગમાં ધર્મોપદેશ કરતો કરતો કપિલવસ્તુમાં આવ્યો. ત્યાં શાક્યોએ તૈયાર કરેલા ન્યગ્રોધ નામના વિહારમાં રહી બુદ્ધે પોતાનાં સંબંધીઓને અનેક વાર ધર્મોપદેશ કર્યો.

એક દિવસ ભિક્ષાગ્રહણાર્થે તે શુદ્ધોદનના રાજવાડામાં ગયો હતો તે વખતે યશોધરા દેવીએ તેને જોયો, અને પોતાના પુત્રને કહ્યું, "રાહુલ! ત્યાં બેઠેલા પેલા શ્રમણને તેં જોયો કે? તે તારા પિતા છે. તેની પાસે જઈ તું પોતાનો વારસો માગ."

પોતાની માતાનું ભાષણ સાંભળી રાહુલ દોડતો દોડતો બુદ્ધ પાસે આવી ઊભો રહ્યો. બુદ્ધગુરુ આસન પરથી ઊઠી ન્યગ્રોધારામ તરફ ચાલતા થયા. રાહુલ પણ તેમની પાછળ 'બાપુ! મને મારો દાયભાગ આપો. બાપુ! મને મારો દાયભાગ આપો' એમ બોલતો બોલતો ચાલ્યો. વિહારમાં પહોંચ્યા પછી બુદ્ધે સારિપુત્તને બોલાવી કહ્યું કે, "આ રાહુલ કુમાર મારી પાસે દાયભાગ માગે છે, તો તું એને પ્રવ્રજ્યા આપી શ્રામણેર* કર."

---

* જે વીસ વર્ષનો થયો નથી, તેને ભિક્ષુસંઘમાં લઈ શકાતો નથી; પરંતુ તેને શ્રામણેર કરી એકાદ ભિક્ષુ પાસે ધર્મપઠનાર્થે

સારિપુત્તે બુદ્ધે કહેલ વિધિ પ્રમાણે રાહુલને શ્રામણેર કરી પોતાની પાસે રાખી લીધો. આ સમાચાર શુદ્ધોદન રાજાને મળતાં તેણે ન્યગ્રોધ વિહારમાં આવી બુદ્ધને કહ્યું, "ભગવન્, તેં જ્યારે ગૃહત્યાગ કર્યો, ત્યારે મને અત્યંત દુઃખ થયું; પણ મારા નાનાશા રાહુલને તેં પ્રવ્રજ્યા આપી ત્યારે તો મારા દુઃખની પરમાવધિ જ થઈ એમ હું સમજું છું! હવે તું મને એક એવો વર આપ કે કોઈ પણ તરુણ મનુષ્યને તેનાં માબાપની પરવાનગી સિવાય ભિક્ષુસંઘમાં લઈશ નહિ કે શ્રામણેર કરીશ નહિ."

ત્યારથી બુદ્ધે માબાપની પરવાનગી સિવાય કોઈ પણ બાળકને ભિક્ષુ કે શ્રામણેર કરવો નહિ એવો નિયમ કર્યો.

---

રાખવામાં આવે છે. ભિક્ષુને પુષ્કળ નિયમ પાળવા પડે છે, પણ શ્રામણેરને નીચેના દસ જ નિયમ પાળવાના હોય છે:

૧. પ્રાણઘાતથી નિવૃત્તિ.

૨. અદત્તાદાન (ચોરી)થી નિવૃત્તિ.

૩. અબ્રહ્મચર્યથી નિવૃત્તિ

૪. અસત્ય ભાષણથી નિવૃત્તિ.

૫. માદક પદાર્થથી નિવૃત્તિ

૬. મધ્યાહ્ન પછી ન જમવું.

૭. મનોવિકાર ઉદ્દીપિત કરનાર નૃત્ય, ગીત અને વાદ્યથી નિવૃત્ત થવું.

૮. માળા, ગંધ, અલંકાર ઇત્યાદિથી નિવૃત્ત થવું.

૯. ઊંચા અને કીમતી બિછાના પર ન સૂવું.

૧૦. સોનારૂપાનો સ્વીકાર ન કરવો.

આ દસ નિયમોને શ્રામણેરનાં શિક્ષાપદ કહે છે.

૯

# સુદત્ત ઉર્ફે અનાથપિંડિક શ્રેષ્ઠી

[ ચુલ્લવગ્ગ ]

શાક્યોને યથાવકાશ ઉપદેશ કરી બુદ્ધગુરુ કપિલવસ્તુથી મોટા ભિક્ષુસમુદાય સાથે ફરી રાજગૃહે આવ્યો. ત્યાં તે સીતવનમાં રહેવા લાગ્યો. તે વેળાએ અનાથપિંડિક નામનો શ્રાવસ્તીનો એક પ્રસિદ્ધ શેઠ કોઈ કાર્યપ્રસંગે રાજગૃહમાં પોતાના સાળાને ઘેર આવ્યો હતો.

આ વેળાએ અનાથપિંડિકનો સાળો ઘણી ગડબડમાં હતો. તેને ઘેર ભોજનસમારંભની તૈયારી ચાલતી હતી. તે જોઈ અનાથપિંડિકે તેને કહ્યું, "જ્યારે જ્યારે હું તમારે ત્યાં આવતો ત્યારે ત્યારે તમે સર્વ કામો છોડી મારું આદરાતિથ્ય પ્રથમ કરતા. પણ આજ હું જોઉં છું કે કોઈક મોટા ભોજનસમારંભની તૈયારીમાં તમારું ચિત્ત ગૂંથાઈ ગયું છે. આવતી કાલે તમારે ત્યાં મોટો લગ્નસમારંભ છે કે મોટો યજ્ઞ થનાર છે, અથવા બિંબિસાર રાજાને અને તેના સરદારોને તમે મિજબાની આપનાર છો ?"

તેણે ઉત્તર આપ્યો, "તમે કહો છો તેમાંનું કાંઈ જ નથી. આવતી કાલે મેં બુદ્ધ અને તેમના ભિક્ષુસંઘને ભોજનનું આમંત્રણ કર્યું છે."

"શું તમે 'બુદ્ધ' બોલ્યા ?" અનાથપિંડિકે મોટેથી ઉદ્‌ગાર કાઢ્યો.

"હા, બુદ્ધ," અનાથપિંડિકના સાળાએ ઉત્તર આપ્યો.

અનાથપિંડિક બોલ્યો, "બુદ્ધ એ શબ્દ સુધ્ધાં આ લોકમાં દુર્લભ છે! આ વેળાએ તે ભગવંતનાં દર્શન મળવાં શક્ય છે ખરાં?"

અનાથપિંડિકનો સાળો બોલ્યો, "બુદ્ધદર્શને જવાનો આ વખત નથી. આવતી કાલે સવારે તમે તેમની મુલાકાત લેજો."

અનાથપિંડિકને તે રાત્રે કેમે કરી નિદ્રા આવી નહિ. પો ફાટતાં સુધીમાં તો તે સવાર થઈ ધારી ત્રણ વખત પથારીમાંથી ઊઠયો. છેવટે અરુણોદય અગાઉ ઊઠી તે સીતવન ભણી ચાલતો થયો. વાટમાં એકાએક ભારે અંધકાર થઈ ગયો. અનાથપિંડિક ગભરાઈને પાછો ફરવાના વિચારમાં હતો, તેવામાં તે પ્રદેશમાં રહેનાર સીવક નામના યક્ષે તેને કહ્યું, "હે ગૃહપતિ, સીતવનની બાજુએ તારું દરેક પગલું ઘણું પુણ્ય પ્રસવે છે. માટે પાછો ન ફરતાં આગળ વધ!"

યક્ષનું આ ભાષણ સાંભળી અનાથપિંડિકના મનને ધીરજ આવી અને તેની દૃષ્ટિ સામે આવેલો અંધકાર નષ્ટ થયો. અનાથપિંડિક સીતવનમાં પહોંચ્યો તે વેળાએ બુદ્ધગુરુ પો ફાટતાં ઊઠી ખુલ્લી જગામાં ચંક્રમણ કરતો હતો. અનાથપિંડિકને જોઈ તે એક આસન પર જઈ બેઠો અને "સુદત્ત! અહીં આવ." એમ બોલ્યો.

આ સાંભળી અનાથપિંડિક ચકિત થયો, કેમકે તેનું ખરું નામ જોકે સુદત્ત હતું, તોપણ તેનાં સગાંવહાલાં સિવાય બીજાને તેની ભાગ્યે જ ખબર હતી. 'અનાથપિંડિક' એ જ ઉપનામથી તે સર્વત્ર પ્રસિદ્ધ હતો.

અનાથપિંડિક બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો અને બોલ્યો, "ભગવન્, આપને રાત્રે સુખેથી નિદ્રા તો આવી ને?"

બુદ્ધ બોલ્યા, "જે બ્રાહ્મણ કામસુખમાં બદ્ધ થતો નથી, જેની સર્વ તૃષ્ણા નષ્ટ થઈ છે અને તેથી જેનું મન શાન્ત થયું છે, તે સર્વ કાળ સુખથી સૂએ છે."

ત્યાર પછી બુદ્ધે દાનથી થનારા ફાયદા, શક્તિથી થનારા ફાયદા, સ્વર્ગલોકનાં સુખ, કામોપભોગમાં દોષ અને એકાન્ત-વાસથી થતા લાભ ઇત્યાદિ વિષયોનો ઉપદેશ કર્યો. અને જ્યારે અનાથપિંડિકનું ચિત્ત મૃદુ, મુદિત અને પ્રસન્ન થયેલું જોયું, ત્યારે ભગવન્તે તેને ચાર આર્ય સત્યનો ઉપદેશ કર્યો.

તે સાંભળી બૌદ્ધધર્મની સત્યતાની અનાથપિંડિકને ખાતરી થઈ. તેણે બુદ્ધને કહ્યું, "ભગવન્, આ આપનો ધર્મ અત્યંત સુંદર છે. કોઈ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરી બતાવે કે દેખતા માણસને અંધારામાં જણાય તે માટે મશાલ ધરે, તે પ્રમાણે આપે આપના ધર્મનું ઉત્તમ સ્પષ્ટીકરણ કર્યું છે. હું આજથી મારા શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી આપને, આપના ધર્મને અને ભિક્ષુસંઘને શરણે જાઉં છું. આપના ઉપાસક તરીકે મારો આપે અંગીકાર કરવો. હવે આવતી કાલે આપ ભિક્ષુસંઘ સાથે મારા અન્નદાનનું ગ્રહણ કરો એવી મારી ઇચ્છા છે."

બુદ્ધે કાંઈ પણ બોલ્યા સિવાય આમંત્રણ સ્વીકાર્યાનો ઇશારો કર્યો. પછી અનાથપિંડિક આસન પરથી ઊઠ્યો અને બુદ્ધને વંદન કરી પોતાના સાળાને ઘેર પાછો ફર્યો.

અનાથપિંડિકનો સાળો (તે રાજગ્રહક શ્રેષ્ઠીને નામે ઓળખાતો હતો) અનાથપિંડિકે બુદ્ધને આમંત્રણ આપ્યાના સમાચાર સાંભળી બોલ્યો, "તમે પરદેશી છો માટે તમારી તરફથી આવતી કાલની સર્વ તૈયારી હું જ કરું છું."

બીજાયે પુષ્કળ શેઠશાહુકાર અનાથપિંડિકના મિત્ર હતા. તેમણે સુધ્ધાં અનાથપિંડિકને એવો જ આગ્રહ કર્યો. ખુદ બિંબિસાર રાજાએ પણ અનાથપિંડિકને બોલાવી કહ્યું, "તમે તો અમારા શહેરમાં પરોણા છો, તેથી તમારા તરફથી આવતી કાલે બુદ્ધ અને ભિક્ષુસંઘને અમે જ અન્નદાન આપીશું."

પરંતુ અનાથપિંડિકે ઘણી નમ્રતાપૂર્વક કોઈની પણ મદદ સ્વીકારવાની ના પાડી અને પોતાના સાળાને ઘેર પોતાના નોકરચાકરની મદદથી સર્વ તૈયારી પોતે જ કરી, અને બીજે દિવસે મધ્યાહ્નકાળ પહેલાં બુદ્ધને અને ભિક્ષુસંઘને બોલાવી આણી પોતાને હાથે તેમનું સંતર્પણ કર્યું.

ભોજન થઈ રહ્યા પછી બુદ્ધ પાસે એક નીચા આસન પર બેસી અનાથપિંડિક બોલ્યો, "ભગવન્, આવતા ચાતુર્માસ માટે આપ શ્રાવસ્તીમાં આવો એવી મારી વિનંતી છે."

બુદ્ધ બોલ્યો, "ગૃહપતિ, તથાગતને એકાંતવાસ જ ગમે છે."

અનાથપિંડિક બોલ્યો, "હા, તે હું જાણું છું."

અનાથપિંડિકને રાજગૃહ તથા શ્રાવસ્તી આ બે શહેરની વચમાંનાં ગામો અને નાનાં નાનાં શહેરોમાં પુષ્કળ મિત્રો હતા. શ્રાવસ્તી જતાં જે જે ઠેકાણે તેણે મુકામ કર્યો, તે તે ઠેકાણે પોતાના મિત્રોને બુદ્ધને માટે રમ્ય પ્રદેશમાં વિહાર વગેરે બાંધી તેમને રહેવાની વ્યવસ્થા કરવાનો તેણે ઉપદેશ કર્યો; અને શ્રાવસ્તી પહોંચ્યા પછી તે બુદ્ધને રહેવા યોગ્ય સ્થળની તપાસ કરવા લાગ્યો.

કોસલ દેશના રાજવંશના જેત નામના રાજકુમારનું શ્રાવસ્તી પાસે એક રમણીય ઉદ્યાન હતું. અનાથપિંડિકને આ ઉદ્યાન સિવાય બીજી સુંદર જગા શ્રાવસ્તી આસપાસ મળી નહિ. તેથી તે જેત રાજકુમાર પાસે જઈ તેને કહેવા લાગ્યો, "બુદ્ધ આપણા શહેરમાં ચાતુર્માસ ગાળવા આવનાર છે. તેમને રહેવા માટે શહેરની આસપાસ મેં ઘણી જગાઓ જોઈ; પરંતુ આપના ઉદ્યાન સિવાય મને એકે જગા પસંદ પડી નહિ; તો આપ કૃપા કરી વિહાર બાંધવા માટે મને આપનું ઉદ્યાન આપશો."

જેત બોલ્યો, "હે ગૃહપતિ, સોનાનાં નાણાં મારા ઉદ્યાનમાં પાથરશો, તો તેટલી કિંમત લઈ હું તમને મારું ઉદ્યાન આપીશ; એ સિવાય તે મળી શકે એમ નથી."

જેતના કહેવાનો ભાવાર્થ એવો હતો કે ગમે તેટલી કિંમત આપો તોપણ ઉદ્યાન વેચવાનો મારો ઉદ્દેશ નથી, પણ અનાથપિંડિકે તેનો શબ્દશઃ અર્થ કર્યો.

પોતાને ઘેર આવી સોનાનાં નાણાંથી બેચાર ગાડીઓ ભરીને અનાથપિંડિકે પોતાના નોકરોને તે ગાડીઓ લઈ જેતના ઉદ્યાનમાં મોકલ્યા, અને તે નાણું ત્યાં પાથરવાનો હુકમ કર્યો. નોકરો જમીન પર નાણું પાથરવા લાગ્યા. જ્યારે જેતે આ સમાચાર જાણ્યા, ત્યારે તે ત્યાં આવ્યો અને અનાથપિંડિકને કહ્યું કે, "તમે ગમે તેટલું દ્રવ્ય આપો, તોપણ આ ઉદ્યાન હું આપીશ નહિ!"

અનાથપિંડિકે કહ્યું, "આપ રાજકુળમાં જન્મેલા છો. આપ જો આપનું વચન નહિ પાળો તો તે લજ્જાસ્પદ ગણાશે."

જેતે કહ્યું, "મારો કહેવાનો ઉદ્દેશ એ હતો કે જો તમે સોનું પાથરશો તોપણ એટલી કિંમત લઈનેયે મારું ઉદ્યાન વેચવાને હું તૈયાર નથી!"

તે બેઉનો વિવાદ આપસમાં પતે એવો સંભવ ન હતો. આથી તેમણે પોતાનો કેસ શ્રાવસ્તીના ન્યાયાધીશમંડળ પાસે રજૂ કર્યો. સર્વ ન્યાયાધીશોએ એકમતે અનાથપિંડિકની તરફેણમાં ન્યાય આપ્યો. રાજકુમારે 'જો સોનાનું નાણું જમીન પર પાથરશે તો આટલી જમીન મળશે' એમ કહ્યું, તેથી તેણે પોતાની જમીનની કિંમત કરેલી એવું જ ગણાય, માટે તેટલી કિંમત લઈ પોતાનું ઉદ્યાન તેણે અનાથપિંડિકને આપવું જોઈએ, એવો આ ન્યાયાધીશોએ નિર્ણય કર્યો.

અહીં સોનાનું નાણું જેતવનમાં પાથરવાનું કામ અનાથ-પિંડિકના વિશ્વાસુ નોકરોએ ચાલુ રાખ્યું જ હતું. આ

દરમિયાન તેમણે ઘણાખરા ભાગ ઉપર નાણું પાથરી દીધું હતું. જેત અનાથપિંડિક સામે આવ્યો અને બોલ્યો, "અનાથપિંડિક! આટલી જ જમીન હું તમને વેચાતી આપું છું, બાકીની હું વિહાર બાંધવા માટે દાનમાં આપું છું."

અનાથપિંડિકે એવો વિચાર કર્યો કે જેત જેવા રાજકુમારની બૌદ્ધધર્મના પ્રસારમાં ઘણી મદદ થઈ શકે એમ છે તો તેની આ ભેટનો અસ્વીકાર કરવો ઠીક નથી. તેણે જેતને કહ્યું, "ઠીક છે, આ બાકીની જમીનમાં આપને બુદ્ધ માટે જે કરવું હોય તે સુખેથી કરો."

જેતે રહેલી જગામાં એક ઓરડી બાંધી અને અનાથપિંડિકે પુષ્કળ ઓરડીઓ, પુષ્કળ ચંક્રમણો, પુષ્કળ ભોજનશાળાઓ, પુષ્કળ વિહારો અને પુષ્કળ સ્નાનશાળાઓ બાંધી.

બુદ્ધગુરુ ભિક્ષુસંઘ સાથે રાજગૃહમાંથી નીકળી વિહાર કરતા કરતા શ્રાવસ્તીમાં આવી પહોંચ્યા. ત્યાં તેઓ જેતવનમાં અનાથપિંડિકના ઉદ્યાનમાં રહેતા હતા, તે સમયે અથાથપિંડિકે આવી તેમને ભિક્ષુસંઘ સાથે પોતાને ઘેર આમંત્રણ આપ્યું.

બીજે દિવસે બુદ્ધને અને ભિક્ષુસંઘને પોતે સંતૃપ્ત કર્યા પછી અનાથપિંડિકે 'જેતવન વિહારની આગળ ઉપર શી વ્યવસ્થા કરવી?' એવો પ્રશ્ન કર્યો. બુદ્ધ બોલ્યા, "હે ગૃહપતિ, આ વિહાર તું આવેલા અને આવનારા ભિક્ષુસંઘને માટે દાનમાં આપ."

અનાથપિંડિકે જેતવનનું યથાવિધિ દાન કર્યું. ત્યારે બુદ્ધે તેનું અભિનંદન કરતાં કહ્યું, "વિહારદાન એ સર્વમાં શ્રેષ્ઠ દાન છે, કેમકે તેને લીધે ભિક્ષુના ધ્યાનમાં વરસાદ, પાણી, તડકો, હિંસક પશુ, વાદળ ઇત્યાદિકનો અંતરાય થતો નથી. તેથી સુજ્ઞ ઉપાસકે યથાશક્તિ વિહાર કરાવી ત્યાં વિદ્વાન ભિક્ષુને રહેવાની સગવડ કરી આપવી અને તેને યથાશક્તિ અન્નદાન દેવું."

## ૧૦

# વિશાખા મિગારમાતા

[ ધમ્મપદ અટ્ઠકથા ]

શ્રાવસ્તીથી સાત યોજનને અંતરે સાકેત નામનું એક મોટું શહેર વસેલું હતું. તે શહેર વસાવનાર ધનંજય શ્રેષ્ઠીની તે કાળના નવકોટિનારાયણોમાં ગણના થતી હતી. તેને વિશાખા નામની એક અત્યંત સ્વરૂપવાન કન્યા હતી. તે વયમાં આવી ત્યારે શ્રાવસ્તીના મિગાર શ્રેષ્ઠીના પૂર્ણવર્ધન નામના પુત્રની સાથે તેનો વિવાહ નક્કી થયો. સાકેત અને શ્રાવસ્તી એ બેઉ શહેરોમાં ઉભય પક્ષ તરફથી આ વિવાહસમારંભ ભારે ઠાઠથી ઊજવાયો.

વિવાહવિધિ પૂરો થયા બાદ ધનંજય શ્રેષ્ઠી પોતાની કન્યાને લઈ શ્રાવસ્તી આવ્યો. ત્યાં તેણે પોતાની જ્ઞાતિમાંના આઠ કુલીન ગૃહસ્થોને બોલાવી આણી તેમને વેવાઈ સમક્ષ એમ કહ્યું કે, "જો મારી પુત્રીનો કોઈ દોષ જણાઈ આવે, તો તમારે બરાબર ચોકસાઈ કરવી."

ધનંજય શ્રેષ્ઠી પુત્રીને સાસરે મૂકી સાકેત ગયા પછી એક દિવસ મિગાર શ્રેષ્ઠીએ નિર્ગ્રંથ શ્રમણો ( નગ્ન સંન્યાસી )ને પોતાને ઘેર પુત્રના લગ્નસમારંભ નિમિત્ત ભોજનાર્થે આમંત્રણ આપ્યું. મિગાર શ્રેષ્ઠી નિર્ગ્રંથનો ઉપાસક હતો. તેમને માટે તેણે પાણી નાખ્યા વિના ચોખ્ખા દૂધની જ ખીર કરાવી હતી. નિર્ગ્રંથ આવી પોતપોતાને આસને બેઠા. પછી મિગાર શ્રેષ્ઠીએ પોતે આદરાતિથ્ય કરી તેમને સંતોષપૂર્વક જમાડ્યા અને તેમનું ભોજન પૂર્ણ થયા પછી પોતાની પુત્રવધૂને કહાવ્યું,

"આપણે ઘેર અર્હન્ત આવ્યા છે. તેમને નમસ્કાર કરવા આવવું."

'અર્હન્ત' એ શબ્દ કાને પડતાં જ વિશાખાને ઘણો આનંદ થયો. કારણ નાનપણથી તે બુદ્ધની ઉપાસિકા હતી, તથા બુદ્ધ અને બૌદ્ધ ભિક્ષુ સિવાય અન્યને પણ અર્હન્ત કહે છે એ એને ખબર ન હતી. ઉતાવળી ઉતાવળી સારાં કપડાં પહેરીને તે પોતાનો સસરો અને તેના સૌ અર્હન્ત જે દીવાન-ખાનામાં બેઠા હતા ત્યાં ગઈ. પણ તે નગ્ન શ્રમણોને જોઈ તેને અત્યંત તિરસ્કાર છૂટ્યો; અને પોતાના સસરાને કહેવા લાગી, "મને આપે અહીં શા માટે બોલાવી? આવા નાગા ઉઘાડા લોક કદી અર્હન્ત હોઈ શકે ખરા કે? આવા નિર્લજ્જોને અમે અર્હન્ત કહેતાં નથી." આ ઉદ્ગાર કાઢીને વિશાખા ત્યાંથી ચાલતી થઈ.

આ બાજુ પેલા શ્રમણોને આ નવવધૂએ પોતાનું અપમાન કર્યાથી અતિશય ખરાબ લાગ્યું, અને તે એકદમ મિગાર શ્રેષ્ઠીને કહેવા લાગ્યા, "હે ગૃહપતિ! આવી કર્કશાને તું ક્યાંથી પકડી લાવ્યો? જાણે કે તારા પુત્રને આખા જગતમાં બીજી કન્યા જ મળતી નહોતી?"

મિગારે કહ્યું, "હજી તેનો સ્વભાવ છોકરવાદી છે, ધીરે ધીરે સુધારતા જઈશું. તેના આ ઉદ્ધત આચરણ માટે તેને ક્ષમા કરવી ઘટે છે."

મિગારે જેમ તેમ કરી નિર્ગ્રંથોને સમજાવીને રસ્તે પાડ્યા, અને પોતે દૂધની ખીરથી ભરેલી થાળી લઈ જમવાને બેઠો. વિશાખા તેને પંખાથી પવન નાખતી એક બાજુએ ઊભી હતી. એવામાં દ્વાર પાસે એક બૌદ્ધ ભિક્ષુ આવી ઊભો રહ્યો. મિગાર બેઠેલે ઠેકાણેથી તે ભિક્ષુને જોતો હતો, તથાપિ તેના ભણી પૂર્ણ દુર્લક્ષ્ય કરી તે પોતાના ભોજનમાં એકરસ થઈ ગયો હતો. ત્યારે વિશાખાએ ત્યાંથી જ તે ભિક્ષુને કહ્યું,

" આર્ય ! મારો સસરો જૂનુંપુરાણું ખાય છે. તમે ત્યાં ઊભા ન રહેતાં આગળ વધો !"

વિશાખાના આ શબ્દો કાને પડતાં જ મિગારે સંતપ્ત થઈ નોકરોને કહ્યું, " આ ખીર અહીંથી લઈ જાઓ અને આ છોકરીને મારા ઘરમાંથી આ જ ક્ષણે હાંકી કાઢો. એ એટલી ઉન્મત્ત થઈ છે કે મારી સમક્ષ મારું અપમાન કરતાં એને લાજ આવતી નથી ! "

મિગાર જોકે ઘણો ગુસ્સે થયો હતો, તોપણ વિશાખાના અંગને હાથ લગાડવાની તેની કે તેના નોકરોની છાતી ચાલી નહિ. તેણે શાંતપણે પોતાના સસરાને જવાબ આપ્યો, " આપને મારા પર આટલો ક્રોધ કરવો ઘટતો નથી. હું કાંઈ વેચાતી આણેલી દાસી નથી. હું આપના જેવા મોટા કુળમાં જન્મી છું. પ્રથમ મારો અપરાધ મને સમજાવો, અને પછી મને અહીંથી જવાનું કહો. મારા પર વિના કારણ આરોપ આવે નહિ તેથી મારે માટે મારા પિતાએ અહીં આઠ કુલીન ગૃહસ્થોને મારા અપરાધની સંપૂર્ણ ચોકસી કરવા માટે કહી રાખ્યું છે. તો તેમની સમક્ષ મારો શો દોષ છે તે જણાવો. જો તેઓ મને અપરાધી ઠરાવશે, તો હું ખુશીથી અહીંથી નીકળી જઈશ."

પુત્રવધૂનું આ સ્પષ્ટ બોલવું સાંભળી મિગારનો મિજાજ જરા ઠેકાણે આવ્યો. તેણે તે આઠ કુલીન ગૃહસ્થોને તુર્તાતુર્ત બોલાવી મંગાવ્યા અને પોતાની પુત્રવધૂનો ગુનો તેમને કહી સંભળાવી જણાવ્યું, " આને મારા ઘરમાંથી આજ ને આજ કાઢી મૂકો."

તે ગૃહસ્થોએ પૂછ્યું, " કેમ, બહેન વિશાખા! તારા સસરા ગંદું અન્ન ખાય છે એવું તેં કહ્યુ હતું કે?"

વિશાખા બોલી, " મારો સસરો જૂના પુણ્ય પર નિર્વાહ કરે છે અને નવીન પુણ્ય સંપાદન કરતો નથી, એવો મારા

કહેવાનો અર્થ હતો, તેથી તે જૂનુંપુરાણું ખાય છે એમ મેં કહ્યું હતું.”

તે ગૃહસ્થોએ મિગારને કહ્યું, “આ કહેવું ઘણું ડહાપણ-ભરેલું જણાય છે. આટલા માટે જ વિશાખાને ઘરમાંથી હાંકી કાઢવી એ તમને ઉચિત નથી.”

વિશાખાના બીજાયે કેટલાક ઝીણા ઝીણા દોષો મિગારે તે ગૃહસ્થોને જણાવ્યા, પણ તપાસ કરતાં તે દોષ ન હોઈ, મિગારની કેવળ ગેરસમજ થઈ હતી એવું દેખાઈ આવ્યું. ત્યારે મિગાર બોલ્યો, “પણ આનો બાપ જ્યારે અહીં આવ્યો ત્યારે અમારી સમક્ષ એણે દસ નિયમ એની પુત્રીને શીખવ્યા હતા. અમને તો તે કેવળ ઘેલછા જ જણાય છે. પછી આને એનો અર્થ જે સમજાયો હોય તે ખરો!”

તે ગૃહસ્થો બોલ્યા, “કેમ, બહેન વિશાખા! ધનંજય શ્રેષ્ઠીએ તને કયા કયા નિયમ શીખવ્યા હતા અને તેના અર્થ શા છે?”

વિશાખા બોલી, “અંદરની આગ બહાર લઈ જવી નહિ, એ પહેલો નિયમ મારા પિતાએ મને શીખવ્યો. તેનો અર્થ એવો છે કે ઘરમાં કોઈ તકરાર વગેરે થઈ હોય તેની વાત બહાર કહેવી નહિ. બહારની આગ અંદર આણવી નહિ, આ બીજો નિયમ. એનો અર્થ એવો છે કે આડોશીપાડોશી સાસુસસરાના કે દેરાણીજેઠાણી કે નણંદના અવગુણ બોલતા હોય, તો તે સમાચાર કોઈને ઘરમાં કહેવા નહિ. આપનારને જ આપવું એ ત્રીજો નિયમ; અને ન આપનારને ન આપવું એ ચોથો નિયમ. આનો અર્થ એ કે જે કોઈ ઘરમાંની વસ્તુ ઉછીની લઈ જઈ પાછી આપે તેને જ તે આપવી; જે આપતો ન હોય તેને ન આપવી. આપનાર કે ન આપનાર હોય તોયે આપવી એ પાંચમો નિયમ પાસેનાં સગાંસબંધીને લાગુ પડે છે. એટલે પોતાના સંબંધીઓમાં કોઈ દરિદ્રી હોય,

અને ઉછીની લીધેલી જણુસ પાછી આપવાની શક્તિ તેનામાં ન હોય, તોયે તેને તે આપવી. સુખેથી બેસવું એ છઠ્ઠો નિયમ. સુખેથી જમવું એ સાતમો નિયમ. અને સુખેથી સૂવું એ આઠમો નિયમ. આનો અર્થ એ કે વડીલ માણુસો જે ઠેકાણે વારંવાર આવજાવ કરે તે ઠેકાણે બેસવું નહિ; તેમના જમ્યા પહેલાં પોતે જમવું નહિ; નોકરચાકરોની ખબર કાઢીને પછી જમવું; વડીલ માણુસોના સૂતાં પહેલાં પોતે સૂવું નહિ, તેમની વ્યવસ્થા કરીને પછી સૂવું. અગ્નિની પૂજા કરવી એ નવમો નિયમ. પતિવ્રતા સ્ત્રીને પતિ અગ્નિ સમાન પૂજ્ય હોવો જોઈએ, અને બ્રાહ્મણુ જેમ અગ્નિની પરિચર્યા કરે છે તેમ તેણે પોતાના પતિની કરવી એ આ નિયમનો અર્થ. ગૃહદેવતાની પૂજા કરવી એ દસમો નિયમ, એટલે સાસુસસરા ઇત્યાદિ વડીલ માણુસોને ગૃહદેવતા સમજી તેમની સેવા કરવી."

વિશાખાએ પોતાના પિતાએ બતાવેલા દસ નિયમની આ પ્રમાણે સમજણુ આપવાથી, તે આઠ કુલીન ગૃહસ્થોએ તેની ઘણી પ્રશંસા કરી અને મિગાર શ્રેષ્ઠીને કહ્યું, "આપ ગુસ્સે થઈને આ ડાહી છોકરીને ઘરમાંથી કાઢી મૂકવા તૈયાર થયા છો; પણુ એ તમારા ગૃહની લક્ષ્મી જ છે એમ સમજજો."

મિગારે પોતાની ભૂલ કબૂલ કરી અને વિશાખાની ક્ષમા માગી.

વિશાખા બોલી, "આપ વડીલ જ છો, એટલે ક્ષમા કરવા જેટલો મોટો અપરાધ આપે કર્યો છે એમ હું ધારતી નથી; પરંતુ માત્ર એક વાતમાં મારે અને તમારે મેળ ખાય એમ લાગતું નથી; હું છું બુદ્ધની ઉપાસિકા અને આપ છો નિર્ગ્રંથના ઉપાસક, એટલે બૌદ્ધ ભિક્ષુ અહીં ભિક્ષાર્થે આવતાં તે આપને પરવડશે નહિ, અને નિર્ગ્રંથ આવતાં તેમને હું નમસ્કાર કરનાર નથી. આ બાબતમાં કાંઈ નિર્ણય કર્યા સિવાય મારા અહીં રહેવાથી આપને કે મને સુખ થનાર નથી."

મિગાર બોલ્યો, "તારી ઇચ્છા પ્રમાણે તું વર્તજે; મને તેમાં કાંઈ જ હરકત નથી. મારે ઘેર પુષ્કળ ધનદોલત છે. બૌદ્ધ ભિક્ષુને આમંત્રણ કરી તું જમાડે, તો તેથી હું કાંઈ દરિદ્રી થઈ જવાનો નથી; હું મારા નિર્ગ્રંથોને અન્નદાન કરું અને તું યથાવકાશ તારા બૌદ્ધ ભિક્ષુકોને અન્નવસ્ત્રાદિકનું દાન કર."

વિશાખાએ બીજે જ દિવસે બુદ્ધ અને ભિક્ષુસંઘને નિમંત્રણ કર્યું. આ સમાચાર નિર્ગ્રંથોને માલૂમ પડતાં જ તે તુર્તાતુર્ત મિગાર શ્રેષ્ઠીને મળ્યા, અને બૌદ્ધ ભિક્ષુઓને કરેલા નિમંત્રણ વિષે તેની પાસે ખુલાસો માગ્યો.

મિગાર બોલ્યો, "મારી પુત્રવધૂ કાંઈ નાનાસૂના કુળની નથી. તેની જોડે દાસી પ્રમાણે વર્તાવ કરવો શકય નથી. મારા ઘરમાં જો સુખ વર્તાવવું હોય, તો મારી પુત્રવધૂને મારે યોગ્ય સ્વાતંત્ર્ય આપવું જ જોઈએ."

નિર્ગ્રંથ બોલ્યા, "બૌદ્ધ ભિક્ષુઓને તારે ઘેર આવવાની જો તું મનાઈ કરી શકતો ન હોય, તો તું તેનાં દર્શન કરવા ન જતો, એટલું તો જરૂર કરજે. બુદ્ધ મોટો માયાવી છે. તે લોકોને મુગ્ધ કરી, પોતાના પંથમાં ખેંચી લે છે એવું અમે સાંભળ્યું છે. માટે વિશાખા ગમે તેટલો આગ્રહ કરે તોયે તું તેનાં દર્શને જઈશ નહિ."

મિગારે બુદ્ધ કે બૌદ્ધ ભિક્ષુનાં દર્શન ન કરવાનું વચન આપ્યાથી નિર્ગ્રંથ પોતાના આશ્રમે પાછા ફર્યા.

બીજે દિવસે વિશાખાએ ભોજનની સર્વ તૈયારી કરી, બુદ્ધ અને ભિક્ષુઓને બોલાવી, ઘણા આદરસત્કાર સહિત તેમને જમાડયા. ભોજન પછી વિશાખાએ પોતાને તથા ઘરનાં સર્વ માણસોને ધર્મોપદેશ કરવાની બુદ્ધગુરુને વિનંતી કરી. પણ આ ઉપદેશ સાંભળવા મિગાર આવ્યો નહિ. વિશાખાએ અત્યંત આગ્રહ કર્યાથી તેણે પડદાની આડે બેસી ધર્મોપદેશ સાંભળવા કબૂલ કર્યું. બુદ્ધનું મુખ માત્ર તેને જોવું ન હતું!

વિશાખાએ એક બાજુએ પડદો બાંધી પોતાના સસરાને બેસવાની સગવડ કરી.

સર્વ મંડળી ભેગી થયા પછી બુદ્ધે પોતાની અમૃતતુલ્ય વાણીથી તેમને ઉપદેશ કર્યો. દાન, શીલ, ભાવના ઇત્યાદિ વિષય સંબંધે બુદ્ધે કરેલો બોધ સાંભળી મિગાર શ્રેષ્ઠીને ઘણું લાગી આવ્યું. આવા મહાપુરુષ પોતાને ઘેર આવ્યા છતાં પોતે મૂર્ખાઈથી તેમનાં દર્શન કરવા તૈયાર નથી, એ વિચારથી તેને ઘણો પશ્ચાત્તાપ થયો; અને એકદમ પડદો દૂર ખસેડી નાખી બહાર આવી તેણે બુદ્ધનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું. તે બોલ્યો, "ભગવન્, મારા અપરાધની ક્ષમા કરો. આજથી હું આપનો ઉપાસક થયો છું. આ બાબતમાં વિશાખા મારે માતા સમાન છે. તે જો મારે ઘેર આવી ન હોત તો આપની અમૃતવાણી મારે કાને પડી ન હોત. તેથી આજથી હું તેને મારી માતા જ કહેતો રહીશ."

ત્યારથી વિશાખાનું મિગારમાતા એવું નામ પડ્યું. શ્રાવસ્તીના ઘણાખરા લોકો તેને મિગારમાતાના નામથી જ ઓળખતા. તેણે બુદ્ધ અને ભિક્ષુસંઘને રહેવા માટે પૂર્વારામ નામના ઉદ્યાનમાં એક પ્રાસાદ બાંધ્યો હતો, જેને 'મિગાર-માતાનો પ્રાસાદ' કહેતા. શ્રાવસ્તીમાં વિશાખાના ડહાપણની અને નીતિમત્તાની કીર્તિ તરત જ પ્રસરી; અને રાયથી રંક પર્યંત સૌ કોઈ તેના તરફ આદરબુદ્ધિથી જોતા. મંગળ કાર્યો અને ઉત્સવોમાં વિશાખાને પહેલું આમંત્રણ દેવાનો વહીવટ ચાલુ થયો. શ્રાવસ્તીની બૌદ્ધ ઉપાસિકાઓમાં તે પ્રમુખ હતી. આગન્તુક (આવતાજતા) અને રોગગ્રસ્ત ભિક્ષુઓની માવજત તરફ તે ઘણું લક્ષ આપતી.

## ૧૧

# દેવદત્ત

[ ચુલ્લવગ્ગ ]

શાક્યોનું રાજ્ય મહાજનસત્તાક હતું. જુદા જુદા ગામના મહાજનલોકોને રાજા કહેતા. આવા લગભગ સાતસો રાજાઓ શાક્યોના રાજ્યમાં હતા. તેઓ આપસમાં એક અધ્યક્ષ ચૂંટતા અને તેને મહારાજા કહેતા. આ મહારાજાના હાથમાં અંતર્ગત વ્યવસ્થા સંબંધે કેટલાક અધિકાર રહેતા; પરંતુ પરરાષ્ટ્રની સાથે લડાઈ કે સલાહ કરવી એ કામ મહાજનમંડળ બહુમતે કરતું હતું. શાક્યરાજ્યના સભાગૃહને સંથાગાર કહેતા. બુદ્ધના સમયમાં મધ્યદેશમાં આ જાતનાં બીજાં કેટલાંક રાજ્યો હતાં.

એક વેળાએ શાક્યોનું અધ્યક્ષસ્થાન ભદ્દિય નામના એક તરુણ શાક્યને મળ્યું હતું. તે વેળાએ શાક્યરાજાના કુળમાંના ઘણાક તરુણોએ બુદ્ધના ભિક્ષુસંઘમાં પ્રવેશ કર્યો; પરંતુ મહાનામ શાક્યના કુળમાંથી કોઈ પણ ભિક્ષુ થયો ન હતો. આથી તેણે પોતાના નાના ભાઈ અનુરુદ્ધને કહ્યું, “ગૌતમે બુદ્ધ થઈ સદ્ધર્મની પતાકા સર્વત્ર ફરકાવી છે, શાક્યકુળની કીર્તિ અજવાળી છે. આ વખતે બીજા દેશમાંના મોટા કુળના લોકો ભિક્ષુ થઈ શાક્યપુત્રીય શ્રમણ કહેવડાવવામાં ધન્યતા માને છે. પણ આપણા જ શાક્યોમાંની કેટલીક વ્યક્તિઓ તથાગતના ધર્મની ઉપેક્ષા કરે છે એ ઉચિત નથી. હવે આપણા કુળમાં આપણે બે જ કાંઈક ભિક્ષુ થવાને યોગ્ય છીએ. જો તું

સંસારનો ભાર ઉપાડવા તૈયાર હોય તો હું ભિક્ષુ થઈ બૌદ્ધ ધર્મનો પ્રસાર કરું."

અનુરુદ્ધને વ્યવહારની ભાંજગડો શી શી હોય છે તેની બિલકુલ ખબર ન હતી. નાનપણમાં જ પિતા ગુજરી જવાથી માતાએ તેને બહુ લાડ લડાવ્યાં, તેને વ્યાવહારિક શિક્ષણ જેવું મળવું જોઈતું હતું તેવું મળ્યું નહિ. તેણે પોતાના મોટા ભાઈને વ્યવહારની ભાંજગડો શી શી છે એવો પ્રશ્ન પૂછતાં મહાનામે તેને સર્વ માહિતી વિસ્તારપૂર્વક આપી અને કહ્યું, "ટાઢતડકો, પવનપાણીની પરવા ન કરતાં ગૃહસ્થે પોતાના કામમાં તત્પર રહેવું જોઈએ. જે ગૃહસ્થ વિષયસુખના છંદમાં પડી પોતાનાં ગૃહકૃત્યોની ઉપેક્ષા કરશે તેના પર દારિદ્રપંકમાં આળોટવાની વારી આવ્યા વિના રહેશે નહિ."

અનુરુદ્ધ બોલ્યો, "મારાથી આ ભાંજગડો ઉકેલાવાની નથી. નાનપણથી હું કદી ખેતરમાં ગયો નથી; ખેતર કેમ વવાય છે અને કેમ લણાય છે એની સુધ્ધાં મને ખબર નથી. ઘોડા પર બેસવું, શિકાર ખેલવો કે તિરંદાજી કરવી એ સિવાય બીજાં કામમાં મેં કદી મન પરોવ્યું નથી, અને હવે પછી મારાથી ઘરગતુ કામો થશે એવું મને લાગતું નથી. આવાં કામો કરવા કરતાં ભિક્ષુ થવું જ મને અધિક ઇષ્ટ ભાસે છે."

અનુરુદ્ધે ભિક્ષુ થવાનો વિચાર — બલ્કે નિશ્ચય — કર્યો. પણ તેને તેની માતાની પરવાનગી મળી નહિ. અનુરુદ્ધે જ્યારે અતિશય હઠ પકડી, ત્યારે તે બોલી, "હાલના આપણા મહારાજા ભદ્દિય તારા બાળમિત્ર છે. જો તે તારી સાથે ભિક્ષુ થવાને તૈયાર હોય તો હું તને પરવાનગી આપું છું."

ભદ્દિય આટલો મોટો અધિકાર છોડીને ભિક્ષુ થનાર નથી એવી અનુરુદ્ધની માતાને ખાતરી હતી. માટે તેણે પોતાના પુત્રને સમજાવવા આ યુક્તિ યોજી હતી.

અનુરુદ્ધ ભદ્દિય પાસે જઈ બોલ્યો, "મિત્ર, બુદ્ધના ભિક્ષુ-સંઘમાં પ્રવેશ કરવાની મને ઉત્કંઠા થઈ છે. પણ મારી માતાની મને પરવાનગી મળતી નથી. તું જો મારી સાથે ભિક્ષુ થાય, તો જ મારી માતા મને પરવાનગી આપવા તૈયાર છે."

ભદ્દિય બોલ્યો, "અનુરુદ્ધ! તું સાતેક વર્ષ થોભ. દરમિયાનમાં મને આપણા રાજ્યમાં જે કંઈ સુધારાવધારા કરવા યોગ્ય લાગે તે કરી હું છૂટો થાઉં, પછી આપણે બન્ને ભિક્ષુ થઈશું."

પરંતુ અનુરુદ્ધ ભિક્ષુ થવા માટે એટલો ઉત્સુક થયો હતો કે સાત દિવસ સુધ્ધાં તેને સાત વર્ષ સમાન ભાસતા હતા. તેના અત્યંત આગ્રહને વશ થઈ ભદ્દિય એક અઠવાડિયાની અંદર રાજ્યકારભાર બીજાને સોંપી ભિક્ષુ થવાને કબૂલ થયો. એક અઠવાડિયા પછી પોતાના બંધુ પર સઘળો રાજ્યનો ભાર નાખી તે કોઈને પણ કહ્યા વિના અનુરુદ્ધ સાથે બુદ્ધને મળવા જવા તૈયાર થયો.

તે વેળાએ બુદ્ધગુરુ અનુપ્રિય નામના મલ્લોના ગામમાં રહેતા હતા. ભદ્દિય પોતાની સેના સાથે ઉદ્યાનમાં ગયો હતો, તેવામાં સેનાને ત્યાં જ રાખી અનુરુદ્ધ સાથે અનુપ્રિય જવાનો તેણે વિચાર કર્યો. આનંદ, ભૃગુ, કિંબિલ, દેવદત્ત અને ઉપાલિ હજામ એ પાંચ જણ ભદ્દિય સાથે જવાને તૈયાર થયા. કેટલેક અંતરે ગયા પછી તે શાક્યકુમારોએ પોતાના અલંકાર એક ઉત્તરીય વસ્ત્રમાં બાંધી ઉપાલિને સ્વાધીન કર્યાં અને કહ્યું, "હે ઉપાલિ! હવે તું અમારી સાથે આવીશ મા. આ અલંકારો વેચીને તું સુખેથી કાળનિર્ગમન કર."

ઉપાલિએ વિચાર કર્યો, "જો હું આ અલંકાર લઈ પાછો ફરીશ તો આણે જ ભદ્દિયાદિકનો ઘાત કર્યો એમ માનીને શાક્યરાજાઓ મને ફાંસી દેશે. માટે ઘેર ન જતાં

આ સૌની સાથે આગળ વધવું એ જ ઠીક છે." તેણે શાક્ય-કુમારોએ આપેલા અલંકાર એક ઝાડે ટાંગ્યા, અને જે જોશે તે લઈ જશે એમ કહી તે શાક્યકુમારો સાથે અનુપ્રિય ગામમાં આવ્યો.

ભદ્દિય અને તેના સાથીઓએ બુદ્ધને મળી પોતાને ભિક્ષુસંઘમાં લેવા તેમને વિનંતી કરી. બુદ્ધે તેમની વિનંતી માન્ય કરી. પછી તેઓ બોલ્યા, "ભગવન્! અમારા આ ઉપાલિ હજામને પ્રથમ પ્રવ્રજ્યા આપો. તે અમારો હિતકર્તા મિત્ર છે અને ઘણો બુદ્ધિમાન છે. આપે પ્રથમ તેને ભિક્ષુ કર્યો એટલે તેની પછી થયેલા ભિક્ષુ તરીકે અમારે તેને વંદન કરવું પડશે, અને તેથી અમે મહાન કુળમાં જન્મ્યા છીએ એવો અમારો ગર્વ રહેશે નહિ."

બુદ્ધે તેમની વિનંતી માન્ય કરી પ્રથમ ઉપાલિને પ્રવ્રજ્યા આપી. ઉપાલિ આગળ ઉપર મોટો વિનયધર ( વિનયગ્રંથમાં કુશળ ) થયો. અનુરુદ્ધને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ. આનંદ બુદ્ધની શુશ્રૂષા કરનાર ભિક્ષુઓમાં પ્રમુખ થયો. પણ દેવદત્ત લૌકિક સિદ્ધિઓની પાછળ પડ્યો. એક વખતે બુદ્ધગુરુ કૌશામ્બી નગરીમાં ઘોષિતારામમાં રહેતા હતા, ત્યાં દેવદત્તના મનમાં એવો વિચાર આવ્યો કે, "હું એકાદ રાજકુમારને પ્રસન્ન કરી મોટું નામ મેળવું."

તે કૌશામ્બીથી એકલો રાજગૃહ આવ્યો અને ત્યાં બિંબિસાર રાજાના કુમાર અજાતશત્રુને યોગસિદ્ધિનો ચમત્કાર બતાવી વશ કર્યો. રાજગૃહમાં આવ્યા પછી બુદ્ધગુરુને એવા સમાચાર મળ્યા કે, દેવદત્ત અજાતશત્રુ પાસેથી લાભસત્કાર મેળવે છે, ત્યારે તે બોલ્યા, "ભિક્ષુઓ! દેવદત્ત ખોટે માર્ગે ચડ્યો છે. કેળાં કેળનો નાશ કરે છે; વાંસનાં ફળો વાંસનો નાશ કરે છે; અને લૌકિક સિદ્ધિ વડે મેળવેલો લાભ એ મનુષ્યનો નાશ કરે છે."

એક દિવસ બુદ્ધગુરુ એક મોટી સભામાં ધર્મોપદેશ કરતા હતા તે વેળાએ દેવદત્ત બુદ્ધને નમન કરી બોલ્યો, "ભગવન્! હવે આપ વૃદ્ધ થયા છો, માટે ભિક્ષુસંઘનું નાયકપણું મને સોંપી આપ શાન્તપણે કાળક્રમણ કરો."

બુદ્ધે આ વાત નાકબૂલ કરી, તે બોલ્યા, "દેવદત્ત ! સારિપુત્ત અને મોગ્ગલ્લાન જેવા સમર્થ ભિક્ષુઓના હાથમાં સુધ્ધાં મેં ભિક્ષુસંઘનો ભાર સોંપ્યો નહિ. તું તો આ કામમાં તદ્દન નાલાયક છે; તો તને ભિક્ષુસંઘનો નેતા કેમ કરી શકાય?"

બુદ્ધે પોતાને નેતા થવાને નાલાયક ઠરાવ્યો એથી દેવદત્તને અત્યંત ખોટું લાગ્યું. હવે બુદ્ધ ઉપર વેર લેવાના વિચાર સિવાય બીજો કોઈ પણ વિચાર તેના મનમાં રહ્યો નહિ.

એક દિવસ અજાતશત્રુને મળી તે બોલ્યો, "હે રાજપુત્ર, પૂર્વનાં માણસોની જેમ આજકાલનાં માણસો દીર્ઘાયુષી થતાં નથી. ક્યારે કોને મરણ આવશે તેનો કાંઈ નિયમ રહ્યો નથી. બાપની પૂર્વે જ, રાજસુખનો અનુભવ લીધા પહેલાં જ તને મરણ આવવાનો સંભવ છે. માટે હું કહું છું કે બિંબિસારને મારી તું રાજા થા; અને બુદ્ધને મારી હું બુદ્ધ થઈશ."

અજાતશત્રુને પોતાના ગુરુની આ યુક્તિ પસંદ પડી અને નાગી તલવાર હાથમાં લઈને તે પોતાના પિતાને મારવા માટે અંતઃપુરમાં પેઠો. ત્યાં બિંબિસારના સિપાઈઓએ તેને પકડ્યો, અને રાજા પાસે લઈ જઈ ઊભો કર્યો. બિંબિસાર બોલ્યો, "છોકરા! તું આ અઘોર કૃત્ય કરવાને શા સારુ તૈયાર થયો છે?"

અજાતશત્રુ બોલ્યો, "હું રાજ્ય કરવાને ઉત્સુક થયો માટે આપની ઉપર તલવાર ઉગામવા મેં તૈયારી કરી. આપ મને ક્ષમા કરશો."

બિંબિસાર રાજાએ તાબડતોબ મંત્રીમંડળને બોલાવી આણી તેમની સમક્ષ રાજ્યકારભાર અજાતશત્રુને સોંપ્યો.

અજાતશત્રુએ કેટલાક દિવસ પછી પોતાના પિતાને કેદમાં નાખી ઉપવાસ કરાવી મારી નાખ્યો.

આ પ્રમાણે અજાતશત્રુને રાજ્યનો સંપૂર્ણ અધિકાર મળ્યા પછી દેવદત્તે તેને કહ્યું, "હવે તારે મને મદદ કરવી જોઈએ. મારાઓને મોકલી તું જો બુદ્ધના પ્રાણ લેવરાવીશ, તો હું જલદી બુદ્ધ થઈશ."

અજાતશત્રુએ દેવદત્તના કહ્યા પ્રમાણે કેટલાક મારાઓને મોકલ્યા, પરંતુ તેઓ બુદ્ધને ન મારતાં ઊલટા તેમના શિષ્ય થઈને રહ્યા. આથી દેવદત્ત ઘણો ચિડાયો અને પોતે બુદ્ધને મારવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ બુદ્ધગુરુ ગૃધ્રકૂટ પર્વતની છાયામાં ચંક્રમણ કરતો હતો. એ લાગ જોઈ દેવદત્ત પાસેની ટેકરી પર ચડયો, અને ત્યાંથી તેણે બુદ્ધ ઉપર એક મોટો પથ્થર ધકેલી દીધો. ખડક પર અથડાઈ માર્ગમાં તે પથ્થરના ટુકડેટુકડા થઈ ગયા; પણ તેનો એક ટુકડો બુદ્ધના પગમાં વાગ્યો અને તેથી મોટો જખમ થયો. બુદ્ધગુરુ ઊંચે દેવદત્ત ભણી જોઈ બોલ્યો, "ખૂન કરવાના વિચારથી, મૂર્ખ, તેં જે આ દુષ્ટ કૃત્ય કર્યું તેનાથી તું મહાપાતકનો ભાગીદાર બન્યો છે!"

બુદ્ધને દેવદત્તે જખમ કર્યો એ વાત સર્વત્ર પ્રસરી ગઈ. દેવદત્ત બુદ્ધનું ખૂન કરશે એવી કેટલાક ભિક્ષુકોને ભીતિ લાગી. તેમણે બુદ્ધ જે વિહારમાં રહેતા હતા તે વિહારની આસપાસ પહેરો ભરવાની શરૂઆત કરી. તેમનો પગરવ તથા સ્વાધ્યાયનું પઠન સાંભળી બુદ્ધે આનંદને પૂછયું, "આ ભિક્ષુઓ રાત-દિવસ અહીં કેમ ફર્યા કરે છે?"

આનંદ બોલ્યો, "ભગવન્! દેવદત્ત તરફથી આપના દેહને કાંઈ હરકત ન પહોંચે માટે તેઓ અહીં પહેરો ભરે છે."

બુદ્ધે આનંદ પાસે એ ભિક્ષુઓને બોલાવી મંગાવ્યા, અને કહ્યું, "હે ભિક્ષુઓ, મારા દેહની આટલી બધી કાળજી

લેવાનું કાંઈ કારણ નથી. મારા શિષ્યો મારું રક્ષણ કરે એવી મારી ઇચ્છા નથી. તો તમે અહીં પહેરો ન ભરતાં પોતપોતાને કામે લાગી જાઓ."

બુદ્ધગુરુના પગનો જખમ થોડા વખતમાં રુઝાઈ ગયો અને તે હરવાફરવા લાગ્યો. એક દિવસ તે ભિક્ષાર્થે રાજગૃહમાં જતો હતો, તે વખતે દેવદત્તે તેને જોયો અને હસ્તીશાળામાં જઈ તેણે મહાવતને કહ્યું, "હું રાજાનો ગુરુ છું, તે તું જાણે છે. તને ઊંચા અધિકાર પર ચડાવવો અથવા તો આ અધિકાર પરથી કાઢી મૂકવો એ મારા હાથમાં છે. જો તું મારી કહેલી વાત ધ્યાનપૂર્વક સાંભળીશ, તો હું રાજા પાસેથી તને મોટી બક્ષિસ અપાવીશ. પણ જો મારા કામમાં કસૂર કરીશ તો આ નોકરી પરથી તને કઢાવી નક્કી શિક્ષા કરાવીશ."

મહાવત બોલ્યો, "ગુરુ મહારાજ! હું આપની આજ્ઞા બહાર કદી પણ જઈશ નહિ. અમારા મહારાજા પ્રમાણે જ આપ પણ અમને વંદ્ય છો."

દેવદત્ત બોલ્યો, "તો પછી જ્યારે આ ગલીમાંથી બુદ્ધ જાય ત્યારે તેના ઉપર નાલાગિરિ હાથીને છોડી મૂકજે."

"ઠીક છે!" મહાવતે ઉત્તર આપ્યો.

નાલાગિરિ હાથી અત્યંત મસ્તીને માટે પ્રખ્યાત હતો. જો કદાચ હસ્તીશાળામાંથી તે છૂટો થતો તો તે માણસોનો ઘાણ કાઢી નાખતો.

બુદ્ધ તે રસ્તે જતો હતો તેવામાં પેલા મહાવતે તેનું બંધન તોડી તેને છૂટો કર્યો. ત્યારે આસપાસના ઘરમાં રહેનારા માણસો, કોઈ ઘરના છાપરા પર તો કોઈ માળે જઈ ભરાઈ બેઠા.

નાલાગિરિ હાથીને બુદ્ધના શરીર પર ધસી આવતો જોઈને ભિક્ષુઓ બોલ્યા, "આ મનુષ્યઘાતક ભયંકર નાલાગિરિ હાથી આ બાજુએ ચાલ્યો આવે છે તો આપ જલદી બીજી બાજુએ વળી જાઓ."

પણ ભિક્ષુના બોલવા ભણી લક્ષ ન દેતાં બુદ્ધગુરુ આગળ વધ્યો. ત્યારે આજુબાજુના લોકોએ 'અરેરે! બિચારા આ ભલા શ્રમણને નાલાગિરિ હાથી પૂરો કરશે!' એવા દુઃખોદ્‌ગાર કાઢચા. બુદ્ધે પોતાની વિશ્વમૈત્રીનું એકીકરણ કરી મનોબળથી તેનો પ્રવાહ તે હાથી ઉપર છોડચો. નાલાગિરિ હાથી સૂંઢ નીચી નમાવી બુદ્ધ પાસે આવી ઊભો રહ્યો. તેના કુંભસ્થળ પર હાથ ફેરવી બુદ્ધ બોલ્યા, "નાગે નાગને* મારવો એ સારું નહિ! કેમકે નાગનો જે ઘાત કરે છે તેની શુભ ગતિ થતી નથી. હે કુંજર! તું મદોન્મત્ત થઈ દુર્ગતિએ જઈશ મા. પણ તું એવું કૃત્ય કર કે જેથી તને સુગતિ પ્રાપ્ત થાય."

આ ઉપદેશ સાંભળી નાલાગિરિએ સૂંઢ વડે બુદ્ધની ચરણ-રજ પોતાને મસ્તકે લીધી; અને આગલા બે પગ વાળી બુદ્ધને વંદન કરી તે હસ્તીશાળામાં પોતાને ઠેકાણે જઈ ઊભો રહ્યો!

આ પ્રસંગ વીત્યા પછી રાજગૃહમાંના આબાલવૃદ્ધ સર્વ લોકો નીચેની ગાથા ગાતા હતા:

> दंडेनेके दमयन्ति अंकुसेहि कसाहि च ।
> अदंडेन असत्थेन नागो दन्तो महेसिना ॥ +

આ પ્રમાણે દેવદત્તની બુદ્ધને મારવાની સર્વ યુક્તિઓ નિષ્ફળ નીવડચા પછી સંઘમાં ફૂટ પાડવાની તેણે એક યુક્તિ રચી. તે પોતાના સાથીદાર સમુદ્રદત્ત ભિક્ષુ સાથે બુદ્ધ પાસે આવ્યો અને તેને વંદન કરી બોલ્યો, "ભગવન્! ભિક્ષુઓ ઐહિક વિષયોથી પૂર્ણપણે અલિપ્ત રહી શકે તે માટે મેં આ પાંચ નિયમો તૈયાર કર્યા છે. સર્વ ભિક્ષુઓએ તે પાળવા

---

* અહીં શ્લેષ છે: નાગ એટલે હાથી તથા પાપરહિત મનુષ્ય (न+आगः).

+ કોઈ દંડથી પશુને વશ કરે છે, કોઈ અંકુશ વડે તો કોઈ લગામ વડે; પણ મહર્ષિએ દંડ કે શસ્ત્ર વિના જ હાથીને વશ કર્યો.

જ જોઈએ એવી આપ આજ્ઞા કરશો: (૧) ભિક્ષુઓએ સર્વ કાળ અરણ્યમાં જ રહેવું; (૨) મરણ પર્યન્ત ભિક્ષા પર જ નિર્વાહ કરવો, કોઈ આમંત્રણ કરે તોપણ તેને ઘેર ભોજન માટે જવું નહિ; (૩) આમરણાન્ત રસ્તામાંનાં ચીંદરડાં ભેગાં કરી તેનાં વસ્ત્રો તૈયાર કરવાં, ગૃહસ્થ પાસેથી વસ્ત્ર લેવાં નહિ; (૪) સમગ્ર જીવન ઝાડ નીચે જ રહેવું, ઝૂંપડીમાં કે ઘરમાં રહેવું નહિ; (૫) મત્સ્યમાંસનું ગ્રહણ કરવું નહિ. આ પાંચ નિયમ પાળવામાં જે કોઈ કચાશ કરે તેને અપરાધી ઠરાવવો."

બુદ્ધ બોલ્યા, "આ પાંચ નિયમોથી આધ્યાત્મિક ઉન્નતિમાં કાંઈ પણ મદદ મળી શકશે એમ મને લાગતું નથી. પરંતુ જેની ઇચ્છા હોય તેણે આ પાંચ નિયમ ખુશીથી પાળવા; તેમાં મારે હરકત નથી."

બુદ્ધ સંઘને આ નિયમો ફરજિયાત રીતે લાગુ પાડવાને તૈયાર નથી, એ વાત રાજગૃહમાં જ્યાં ત્યાં કહી ફજેતી કરી દેવદત્તે પોતાના મતમાં કેટલાક ભિક્ષુઓને ભેળવ્યા, અને તેમને લઈ તે ગયા ચાલ્યો ગયો. આ સમાચાર સાંભળી બુદ્ધે સારિપુત્ત અને મોગ્ગલ્લાનને તે ભિક્ષુઓને બોધ કરી પાછા આણવા માટે ગયા મોકલ્યા.

દેવદત્ત પોતાના અનુયાયીઓને ધર્મોપદેશ કરતો બેઠો હતો એવામાં સારિપુત્ત અને મોગ્ગલ્લાન તે ઠેકાણે આવી પહોંચ્યા. તેમને જોઈ સમુદ્રદત્તે દેવદત્તને ધીરેથી કહ્યું, "કે પેલા ગૌતમના આ બે દુષ્ટ અગ્રશિષ્યો આપણી પાસે આવે છે તેમને આપ અહીં આશરો આપશો મા."

દેવદત્ત બોલ્યો, "પોતાના ગુરુથી કંટાળી તે મારી પાસે આવ્યા હશે. માટે મારે તેમનો યોગ્ય આદરસત્કાર કરવો જ જોઈએ."

દેવદત્તે સારિપુત્ત-મોગ્ગલ્લાનનું ઘણું આતિથ્ય કર્યું. લાંબો વખત ઉપદેશ કરવાથી દેવદત્ત થાક્યો હતો. એટલે

તેણે સારિપુત્તને કહ્યું, "આયુષ્યમન્! અત્યારે જોકે રાત ઘણી જ ગઈ છે, તોપણ ભિક્ષુસંઘની ધર્મશ્રવણની આતુરતા કમી થયેલી દેખાતી નથી. પણ હું અતિશય શ્રમિત થયો છું. તેથી હવે તારા મુખનાં ઉપદેશક વાક્યો મારા સંઘને સંભળાવ. હું વિશ્રાન્તિ લેવા માટે જાઉં છું."

દેવદત્તને તરત જ ગાઢ નિદ્રા આવી ગઈ. આ તરફ સારિપુત્તે તે ભિક્ષુઓને ઉપદેશ કર્યો અને તેમનાં મન વાળી લીધાં. ત્યારે તે સર્વ જણ સારિપુત્ત સાથે બુદ્ધદર્શને જવાને તૈયાર થયા, અને દેવદત્ત ઊઠે તે પહેલાં ગયાથી રાજગૃહ તરફ રવાના થઈ ગયા.

પછી સમુદ્રદત્ત ગાભરો ગાભરો દેવદત્તને ઉઠાડી કહેવા લાગ્યો, "આ સારિપુત્ત–મોગ્ગલ્લાનને અહીં આવવા દેશો નહિ, એવું મેં તમને કહ્યું નહોતું? હવે તો તે તમારા સર્વ અનુયાયીને લઈ રાજગૃહ ચાલ્યા ગયા!"

આ સાંભળી દેવદત્તને વજ્રાઘાત થયા જેવું દુઃખ થયું!

## ૧૨

# માગન્દિય બ્રાહ્મણકન્યા

[ ધમ્મપદ અટ્ઠકથા ]

કુરુદેશમાં માગન્દિય નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને એક સર્વલક્ષણસંપન્ન સુસ્વરૂપ કન્યા હતી. ઘણાયે કુલીન બ્રાહ્મણોએ તેનું માગું કર્યું; પરંતુ માગન્દિયે 'તમે યોગ્ય વર નથી' એમ કહી તેમને પોતાની કન્યા આપી નહિ. ધર્મ-પ્રચારનો આરંભ કર્યા પછી કેટલેક વર્ષે બુદ્ધગુરુ કુરુદેશમાં ગયો. ત્યાં તે ગામેગામ ઉપદેશ કરતો ફરતો હતો તેવામાં માગન્દિય બ્રાહ્મણે તેને જોયો, અને તેનાં અંગ પરનાં લક્ષણો જોઈ, 'આ જ આપણી પુત્રીને યોગ્ય વર છે' એવી તેની ખાતરી થઈ. તેથી તેણે બુદ્ધને કહ્યું, "હે શ્રમણ! આજ કેટલાંક વર્ષો થયાં હું મારી પુત્રીને યોગ્ય વર શોધું છું. પરંતુ તારા જેવો સર્વગુણસંપન્ન કોઈ જણાયો નથી; હવે મારી પુત્રી હું તને અર્પણ કરું છું; તેનો તું અંગીકાર કર."

બુદ્ધે જવાબ વાળ્યો, "હે બ્રાહ્મણ! આ નાશવંત મનુષ્ય-શરીર પર ઘૃણા આવવાથી તો મેં ગૃહત્યાગ કર્યો. કામસુખમાં હવે મને આનંદ લાગતો નથી; તો પછી તારી પુત્રીનો પરિગ્રહ હું કેમ કરી શકું?"

બુદ્ધની નિઃસ્પૃહતા જોઈ માગન્દિય બ્રાહ્મણ પોતાની પત્ની સાથે બૌદ્ધ ઉપાસક થયો. પણ તેની કન્યાને બુદ્ધ ઉપર ઘણો ગુસ્સો આવ્યો: "મારા જેવી સુસ્વરૂપ સ્ત્રી આ મૂંડિયાને પાને પડવા છતાં તેણે મારી તરફ બેદરકારી બતાવી અને મારો અંગીકાર કરવા ના પાડી! ખરેખર, આ ભારે આશ્ચર્ય જ ગણવું જોઈએ. જો આગળ ઉપર પ્રસંગ મળશે તો હું એનું વેર વાળ્યા વિના રહેવાની નથી." મનમાં આવા ઉદ્ગાર

કાઢી તેણે એક વાર બુદ્ધ ભણી તિરસ્કારયુક્ત દષ્ટિએ જોયું, અને ડોકું નીચું ઘાલી તે ચૂપ બેઠી.

માગન્દિય બ્રાહ્મણે પુત્રી ભાઈને સ્વાધીન કરી પોતે પ્રવ્રજ્યા લીધી. તેના કાકાએ બીજો યોગ્ય વર ન મળી શકવાથી તેને કૌશામ્બીના ઉદયન રાજા જોડે પરણાવી. ઉદયન રાજાને પુષ્કળ રાણીઓ હતી. પરંતુ પોતાના સૌંદર્યથી અને ડહાપણથી માગન્દિયા તે સર્વમાં પટરાણી થઈ બેઠી.

આ પછી કેટલેક વર્ષે બુદ્ધગુરુ કૌશામ્બીમાં આવતાં માગન્દિયાએ તેનું વેર વાળવાનો વિચાર અમલમાં આણ્યો. તેણે શહેરમાંના ધૂર્ત લોકોને લાંચ આપી જ્યાં જ્યાં બુદ્ધ મળે ત્યાં ત્યાં તેમને ગાળો દેવડાવી.

આનંદ અને બુદ્ધ ભિક્ષાર્થે કૌશામ્બીમાં ફરતા હતા, તે વખતે તેમના પર પ્રત્યેક ગલીમાંથી ગાળોનો વરસાદ વરસવા લાગ્યો. ત્યારે આનંદ બોલ્યો, "ભગવન્, આ લોકોની ગાળો આગળ આપણે અહીં રહેવું ઠીક નથી. ચાલો આપણે બીજે જઈ રહીએ."

બુદ્ધે પૂછ્યું, "આનંદ! જો ત્યાં પણ લોક આપણને ગાળો આપે તો પછી ક્યાં જવું?"

આનંદ બોલ્યો, "વળી બીજે કોઈ સ્થળે!"

"પણ, આનંદ! જો આપણે આમ ક્યાં જઈશું તો વિના કારણ ક્લેશભાગી થઈશું. અહીં ને અહીં જ જો આપણે આ લોકની ગાળો સહન કરીએ તો આપણને એમની બીકથી બીજે ઠેકાણે જવાનું પ્રયોજન રહેતું નથી. આ લોક સાતઆઠ દિવસ આપણી પાછળ પડશે, અને આપણે તેમની તરફ પૂર્ણ દુર્લક્ષ કરીએ છીએ, એવું જોઈ આપોઆપ જ તેઓ આ ગાળાગાળી કરતા અટકશે!"

આનંદને સાતઆઠ દિવસમાં જ બુદ્ધના કથનનો અનુભવ થયો.

## ૧૩

# સુંદરી પરિવ્રાજિકા

[ ઉદાનવગ્ગ અને ધમ્મપદ અટ્ઠકથા ]

શ્રાવસ્તીમાં બુદ્ધનો ઉપાસક સમુદાય વધતો જવાથી ભિક્ષુસંઘને અન્નવસ્ત્રોનો ઘણો લાભ થવા લાગ્યો; તે જોઈ કેટલાક પરિવ્રાજકોના પેટમાં દુખવા લાગ્યું. યેન કેન પ્રકારેણ (કોઈ પણ પ્રકારે) બુદ્ધની બેઆબરૂ કરવા માટે તેમણે એક કારસ્તાન રચ્યું. તેમના પક્ષમાં સુંદરી નામની એક પરિવ્રાજિકા હતી. બુદ્ધ પર ખોટો આરોપ મૂકવાના કામમાં તેમણે તેની મદદ લીધી. તેમના શીખવ્યા પ્રમાણે તે રોજ રાતે જેતવનની બાજુમાં જઈ શહેરમાં આવતી. રસ્તામાં કોઈ પ્રશ્ન કરે તો હું બુદ્ધની સાથે એક જ ઠેકાણે રહું છું એમ તે ઉત્તર આપતી.

એક દિવસ પરિવ્રાજકોએ મારાઓ મારફતે સુંદરીનું ખૂન કરાવી જેતવનના એક ખૂણામાં તેનું પ્રેત સંતાડી રાખ્યું. સુંદરી પરિવ્રાજિકા ગુમ થયાના સમાચાર જ્યાંત્યાં પ્રસર્યા પછી પરિવ્રાજકોએ પસેનદિ રાજાને અરજ કરી કે, "અમારામાંની એક પરિવ્રાજિકા ગુમ થઈ છે, તેની શોધ કરવી જોઈએ." રાજાએ પોતાના સિપાઈઓ સોંપી જ્યાં જ્યાં શક પડે ત્યાં ત્યાં શોધ કરવા હુકમ આપ્યો.

પરિવ્રાજકો બોલ્યા, "અમને શાક્યપુત્રીય ભિક્ષુ ઉપર વહેમ આવે છે. કેમકે હમણાં સુંદરી રોજ રાત્રે બુદ્ધના વિહારમાં જતી હતી. બુદ્ધનો અને તેનો જુદા પ્રકારનો વ્યવહાર હતો, એવી ખબર અમારે કાને આવી છે. કદાચિત્

પોતાના ગુરુનાં કુકૃત્ય ઢાંકવા માટે શાક્યપુત્રોએ બિચારી સુંદરીને મારી નાંખી કોઈક સ્થળે દાટી દીધી હશે?"

રાજાની પરવાનગી લઈ પરિવ્રાજકોએ નગરરક્ષકો (પોલીસ)ની મદદથી પ્રથમ જેતવનની ઝડતી લીધી, અને કચરાના ઢગલામાં સંતાડેલું સુંદરીનું મુડદું શોધી કાઢ્યું. રાજાએ જેતવનમાં સુંદરીનું મુડદું મળ્યાના સમાચાર સાંભળ્યા પછી તેને આખા શહેરમાં ફેરવી લોકોને દેખાડવા આજ્ઞા કરી. પરિવ્રાજકોએ સઘળા શહેરમાં સુંદરીનું મુડદું ફેરવી બુદ્ધભિક્ષુકની બદનામી કરી. જ્યાં ત્યાં સુંદરીનું મુડદું બતાવી તેઓ 'આ જુઓ શાક્યપુત્રીય શ્રમણોનું કૃત્ય' એવું મોટેથી બરાડતા હતા. આથી કેટલાક શ્રદ્ધાવાન ઉપાસકો બાદ કરતાં શ્રાવસ્તીના સઘળા લોકોમાં બુદ્ધ અને બૌદ્ધ ભિક્ષુ વિષે અત્યંત તિરસ્કારની લાગણી પ્રસરી. ભિક્ષુને ભિક્ષાની અડચણ પડવા લાગી.

પણ આટલાથી બુદ્ધ ડગ્યો નહિ. તે બોલ્યો, "ખોટા આરોપ મૂકનારા મનુષ્યની હું કાંઈ જ કિંમત ગણતો નથી. જે ખોટું બોલે છે, અને પોતે કરેલું પાપકૃત્ય બીજાને માથે ઓઢાડવા માગે છે, તેની નરક વિના બીજી ગતિ ન હોઈ શકે."

આ વાતને કેટલાક દિવસ વીત્યા બાદ જે મારાઓએ સુંદરીને મારી હતી, તેમની વચ્ચે પરિવ્રાજકો પાસેથી મળેલા પૈસાની વહેંચણી બદલ દારૂના પીઠામાં તકરાર થઈ. તેમાંનો એક જણ બોલ્યો, "સુંદરીને મારનાર હું છું, માટે મોટો ભાગ મને મળવો જોઈએ."

બીજો બોલ્યો, "મેં જો તેનું ગળું દબાવ્યું ન હોત તો તેણે બૂમાબૂમ કરી હોત, અને આપણું કૃત્ય તે સમયે જ ખુલ્લું પડ્યું હોત."

આ મારાઓની તકરાર રાજાઓના ગુપ્ત જાસૂસોએ સાંભળી. તેઓ નગરરક્ષકોની મદદથી તેમને પકડી રાજસભામાં લઈ ગયા. ત્યાં તેમણે રાજાને સાદ્યંત સર્વ વૃત્તાન્ત જણાવી પોતાનો ગુનો કબૂલ કર્યો; બુદ્ધ પર આરોપ મૂકવાને ઊભું કરેલું કારસ્તાન આ પ્રમાણે ઉઘાડું પડયું અને પરિવ્રાજકોની ફજેતી થઈ. લોકોની બુદ્ધ તરફની પૂજ્યબુદ્ધિ બમણી થઈ.

# ૧૪

# મહાપ્રજાપતિ ગૌતમી અને ભિક્ષુણીસંઘની સ્થાપના

[ચુલ્લવગ્ગ]

બુદ્ધ પોતાની ઉત્તરવયમાં એક વખત કપિલવસ્તુમાં રહેતો હતો. તે વખતે મહાપ્રજાપતિ ગૌતમીએ તેમને ભિક્ષુણી-સંઘ સ્થાપન કરવાની વિનંતી કરી; પણ ભિક્ષુણીસંઘ સ્થાપન કરતાં ભિક્ષુઓ અને ભિક્ષુણીઓના સંઘમાં ટંટા ઉપસ્થિત થવાનો સંભવ હોવાથી, બુદ્ધે ગૌતમીની વિનંતી માન્ય કરી નહિ. પછી બુદ્ધ કપિલવસ્તુથી નીકળી ધર્મોપદેશ કરતો કરતો વૈશાલિમાં આવ્યો. મહાપ્રજાપતિ ગૌતમી પણ મુંડન કરાવી ઘણી શાક્ય સ્ત્રીઓ સાથે વૈશાલિમાં આવી. ચાલવાના શ્રમથી તેના પગ સૂજી ગયા હતા. તેને જોઈ આનંદ બોલ્યો, "શી આ તારી સ્થિતિ! તું આટલી વિપદ્ગ્રસ્ત કેમ જણાય છે?"

મહાપ્રજાપતિએ જવાબ આપ્યો, "આનંદ! બુદ્ધગુરુ સ્ત્રીઓને પ્રવ્રજ્યા દેવા તૈયાર નથી, એથી મને અત્યંત ખેદ થાય છે!"

"એમ છે તો તું અહીં જ બેસ, હું ભગવંતને ફરી એક વાર વિનંતી કરી જોઉં છું."

એમ બોલી આનંદ બુદ્ધ પાસે ગયો અને બોલ્યો, "ભગવન્! મહાપ્રજાપતિ ગૌતમી પગે ચાલી કપિલવસ્તુથી અહીં સુધી આવી છે. ચાલવાના શ્રમથી તેના પગ સૂજી ગયા છે. આપ સ્ત્રીને ભિક્ષુણી થવાનો અધિકાર આપતા

નથી તેથી તેને અત્યંત દુઃખ થાય છે. તો ભગવન્! આપ આપના પંથમાં સ્ત્રીઓને પ્રવ્રજ્યા દેવાની અનુજ્ઞા આપો."

બુદ્ધ બોલ્યો, "આનંદ! આ ભાંજગડમાં તું પડીશ મા!"

આનંદે પૂછ્યું, "ભગવન્! આપના ધર્મનો સાક્ષાત્કાર સ્ત્રીઓને થવો શકય છે કે નહિ?"

બુદ્ધ બોલ્યો, "મારા ધર્મનું રહસ્ય પુરુષો પ્રમાણે જ સ્ત્રીઓ માટે પણ સમજવું શકય છે!"

"એવું છે તો આપ મહાપ્રજાપતિની વિનંતીને કેમ માન્ય કરતા નથી? નાનપણમાં આપને તેણે જ ઉછેર્યા છે. માયાદેવીના મરણ પછી તેણે જ આપને દૂધ પાયું છે. માટે તેના મનના સમાધાન માટે સ્ત્રીઓથી પ્રવ્રજ્યા લઈ શકાય એવો આપ નિયમ કરો."

આનંદનું કથન માન્ય રાખી બુદ્ધે મહાપ્રજાપતિને અને તેની સાથે આવેલી સ્ત્રીઓને પ્રવ્રજ્યા આપી, અને તેમનો એક જુદો ભિક્ષુસંઘ સ્થાપન કર્યો. આ ભિક્ષુણીસંઘમાં ખેમા અને ઉપ્પલવણ્ણા એ બે મુખ્ય ભિક્ષુણી હતી. આ સિવાય બીજીયે ઘણી પ્રસિદ્ધ ભિક્ષુણીઓ થઈ ગઈ છે. તેમને થેરી (स्थविरी) કહેતા. તેમના કેટલાક ઉદ્‌ગાર 'થેરીગાથા' નામના પાલિગ્રંથમાં સંગૃહીત કર્યા છે.

ઈસવીસનના ચોથા સૈકામાં ભિક્ષુણીસંઘનો લોપ થયો હોવો જોઈએ. આજકાલ બ્રહ્મદેશમાં આવા જ પ્રકારની એક સંસ્થા છે. પણ તે સંસ્થામાંની સ્ત્રીઓને 'ભિક્ષુણી' ન કહેતાં 'દશશીલધારિણી ઉપાસિકા' કહે છે.

## ૧૫

# વિડૂડભ (વિદુર્દભ)

[ધમ્મપદ અટ્ઠકથા]

પસેનદિ રાજાને બુદ્ધ તરફ ભારે ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો. તે વારંવાર જેતવનમાં ધર્મશ્રવણાર્થે જતો અને ભિક્ષુસંઘને અન્નવસ્ત્રાદિક દેતો. પોતાનો બુદ્ધના કુળ સાથે નિકટ સંબંધ થાય, એ હેતુથી તેણે શાકયકુળમાંની એક કન્યાને પોતાની પટરાણી કરવાનો વિચાર કર્યો.

પણ શાકયરાજાઓ ભારે અભિમાની હતા. તે કોસલ રાજાના કુળ કરતાં પોતાના કુળને શ્રેષ્ઠ સમજતા. પસેનદિએ જયારે કન્યાનું માગું કર્યું ત્યારે શાકયોને મોટી ચિંતા થઈ. પસેનદિનું સામર્થ્ય શાકયો કરતાં પુષ્કળ વધારે હતું. તેથી શાકયોથી કોસલરાજાની માગણીનો ખુલ્લી રીતે ઇનકાર થઈ શકયો નહિ. તેમણે સર્વાનુમતે એવી યુક્તિ યોજી કે મહાનામ શાકયની દાસીકન્યા વાસભક્ષત્રિયાને મહાનામે પોતાની કન્યા તરીકે કોસલરાજાને આપવી.

કોસલદેશના અમાત્યો (મંત્રીઓ)ને તે છોકરી પસંદ પડી. પણ શાકયરાજા આપણને ઠગશે એવી પસેનદિને શંકા આવવાથી, તેણે પોતાના અમાત્યોને એવો સંદેશો કહાવ્યો કે, "તમે જે કન્યા પસંદ કરી છે, તે જો મહાનામ શાકયોની પંક્તિમાં બેસી જમતી હોય તો તેનો વધૂ તરીકે સ્વીકાર કરવો."

કોસલરાજાનો આ સંદેશ મહાનામે જાણ્યો ત્યારે શાકય-કુળના રક્ષણ માટે તેણે પોતાની દાસીની કન્યા સાથે એક-

પંક્તિએ બેસી ભોજન કર્યું. આ પ્રસંગે કોસલરાજાના અમાત્યો પણ હાજર હતા.

આ પ્રમાણે કોસલરાજાનું શંકાસમાધાન થયા પછી શુભ મુહૂર્તે વાસભક્ષત્રિયા સાથે તેનો વિવાહ થયો. રાજાએ તેને પટરાણી કરી. કેટલેક કાળે વાસભક્ષત્રિયા ગર્ભવતી થઈ. નવ માસ પૂરા થતાં તેને એક પુત્ર પ્રસવ્યો. તેનું નામ વિડૂડભ (વિદુર્દભ) રાખવામાં આવ્યું. બાળપણમાં વિડૂડભ પોતાની માને વારંવાર કહે કે, "સાધારણ લોકો સુધ્ધાં પોતાના ભાણેજોને ઉત્સવને દિવસે રમકડાં મોકલે છે. પણ મારા મામા કે આજા (માના પિતા) મને કાંઈ જ મોકલતા નથી!"

"બેટા, તારા મામા, દાદા વગેરે લોકો અહીંથી બહુ દૂર રહે છે તેથી તને રમકડાં, ખાવાનું વગેરે મોકલવું તેમને માટે શકય નથી." એવું કહી વાસભક્ષત્રિયા પોતાના પુત્રનું સમાધાન કરતી.

વિડૂડભ સોળ વર્ષનો થયો ત્યારે તેણે પોતાની માને કહ્યું, "હું એક વખત મોસાળ જઈ સર્વ સગાંવહાલાંને મળવા ઇચ્છું છું." વાસભક્ષત્રિયાએ ઘણી હરકતો જણાવી, પણ તેને ન ગણકારતાં વિડૂડભે બાપની આજ્ઞા લઈ કપિલવસ્તુ જવાનો પોતાનો વિચાર નક્કી કર્યો.

વાસભક્ષત્રિયાએ મહાનામને ગુપ્ત સંદેશો મોકલ્યો કે, "મારો પુત્ર ત્યાં આવે છે, તેને કોઈ પણ પ્રકારે ઓછું આવે નહિ એમ વર્તવું. જો આપ તેની સાથે ઠીક વર્તશો નહિ, તો કોસલરાજાની કેવળ મારા પર જ નહિ, પણ આપના ઉપર પણ ઇતરાજી થશે."

વિડૂડભ કપિલવસ્તુ ગયા પછી શાકયોએ તેનું યથાયોગ્ય આદરાતિથ્ય કર્યું; અને આ તારા મામા, આ તારા આજા, આ તારા પિત્રાઈ મામા એમ ઓળખ આપી તેની પાસે મહાનામ

વગેરે વડીલોને નમસ્કાર કરાવ્યા, પણ વિડૂડભે 'મારા કરતાં ઉંમરે નાનું અહીં કોઈ જ નથી?' એવો જ્યારે પ્રશ્ન કર્યો ત્યારે 'તે શિકારને માટે બહાર ગયા છે.' એવો ઉત્તર મળ્યો.

પોતાના દાદાને ઘેર કેટલાક દિવસ રહી વિડૂડભ જ્યારે શ્રાવસ્તી પાછો જવા નીકળ્યો, ત્યારે શાક્યોએ પોતાના સંથાગારમાં (નગરમંદિરમાં) ભેગા થઈ તેનું યોગ્ય સન્માન કર્યું. વિડૂડભ કેટલેક અંતરે ગયા પછી તેનો એક નોકર કેટલોક સામાન રહી જવાથી પાછો ફર્યો, ત્યારે નીચેનો સંવાદ તેના સાંભળવામાં આવ્યો.

એક દાસી કહે, "અલી, પેલા દાસીપુત્રનો બેઠેલો પાટલો આઘો મૂકજે, હોં કે." ત્યારે બીજી દાસીએ કહ્યું: "અલી, દાસીપુત્ર તે કોણ?"

"વાહ! તું તો તદ્દન ગાંડી જ જણાય છે. અરે, પેલો આપણો વિડૂડભ દાસીનો પુત્ર છે, તે તું જાણતી નથી કે? અલી, તેનો પાટલો લઈ પાણીથી સાફ ધોઈ નાખ."

પેલા નોકરે આ સમાચાર વિડૂડભના સાથીદારોને કહ્યા, અને તેમણે તે વિડૂડભને જણાવ્યા. તે સાંભળી વિડૂડભ અત્યંત ક્રોધથી પોતાના મનમાં કહેવા લાગ્યો, "હું બેઠો હતો તે પાટલો રાજાએ પાણીથી ધોવડાવ્યો, એમ? મને જો દૈવયોગે રાજ્યપદ મળ્યું, તો તે જ પાટલો હું શાક્યોના રક્તથી ધોવડાવી કાઢીશ."

પસેનદિને પણ વાસભક્ષત્રિયા શાક્યકુળની ન હોઈ દાસીકન્યા છે એ વાતની ખબર પડી. તેથી તેણે તેને પટરાણીપદથી દૂર કરી.

કેટલેક દિવસે બુદ્ધગુરુ રાજવાડામાં ગયા હતા. તે વેળાએ રાજાએ બનેલી સર્વ હકીકત તેમને કહી. ત્યારે

તે બોલ્યા, "મહારાજ, શાક્યોએ અયોગ્ય આચરણ કર્યું એમાં સંશય નથી. પરંતુ વાસભક્ષત્રિયાનો આપે એક વાર સ્વીકાર કર્યો તેથી આટલા જ કારણ માટે તમે તેને પટરાણીના પદ પરથી ખસેડો એ ઠીક નહિ. તેની મા જોકે દાસી હતી તોપણ તેનો બાપ ક્ષત્રિય જ છે. તે ઉપરાંત આપની સાથે તેનો અભિષેક થયેલો છે તે આપે ભૂલવું જોઈએ નહિ."

બુદ્ધનું કહેવું રાજાને ગળે ઊતર્યું અને વાસભક્ષત્રિયાને આગળ પ્રમાણે ફરી માન આપવાનો તેણે હુકમ કર્યો. કેટલેક કાળે રાજા અને સેનાપતિ વચ્ચે અસંતોષનું કારણ ઉત્પન્ન થયું. વિડૂડભે એ તકનો લાભ લઈ પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો, અને વૃદ્ધ પિતાને શ્રાવસ્તીમાંથી હાંકી મૂક્યો.

મગધદેશનો રાજા અજાતશત્રુ એ પસેનદિનો ભાણેજ થતો હતો. તેની મદદથી વિડૂડભ પાસેથી રાજ્ય ઝૂંટવી લેવાનો વિચાર કરી પસેનદિ એક દાસી સાથે અજ્ઞાત વેષે રાજગૃહ તરફ ચાલ્યો. પણ ત્યાં પહોંચતાં પહેલાં જ રાજગૃહ બહાર આવેલી એક ધર્મશાળામાં માર્ગના પરિશ્રમથી તે મૃત્યુ પામ્યો. અજાતશત્રુને પોતાના મામાના આવા દુઃખકારક મરણની ખબર મળતાં તેણે પસેનદિના દરજ્જાને શોભે એવી સઘળી ઉત્તરક્રિયા કરી.

રાજ્યકારભાર હાથમાં આવતાં જ વિડૂડભે શાક્યો ઉપર સવારી કરવાની તૈયારી કરી. બુદ્ધે તેને સમજાવી તેનો આ વિચાર બે વાર ફેરવી નાખ્યો. પણ ત્રીજી વખતે બુદ્ધને તેને સમજાવવાનો પ્રસંગ ન મળવાથી વિડૂડભ પોતાનો નિશ્ચય નિઃશંકપણે પાર પાડી શક્યો. તેણે શાક્યો પર સવારી કરી તેમની રેવડી દાણાદાણ કરી નાખી. જે શરણે આવ્યા તથા જે નાસી ગયા તેમના સિવાય બીજાને—નાના મોટા સર્વને—

તેણે કતલ કરાવ્યા, અને તેમના રક્તથી પોતાનું આસન ધોવરાવ્યું. આ પ્રમાણે શાક્યોનો વિનાશ કરી વિડૂડભ શ્રાવસ્તી પાછો આવ્યો.

ત્યાં શહેર બહાર અચિરવતી (રાપ્તી) નદીના ભાઠામાં તેણે પોતાના સૈન્યનો પડાવ નંખાવ્યો. આસપાસના પ્રદેશમાં અકાળ મેઘની ભયંકર વૃષ્ટિ થઈ, તેથી અચિરવતીમાં મહાપૂર આવ્યું અને તેમાં વિડૂડભ તથા તેના સૈન્યનાં કેટલાંક માણસો તણાઈ ગયાં.

## ૧૬

# ઉપસંહાર

શાક્યોનું રાજ્ય મગધદેશના રાજ્ય કરતાં નાનું હતું. તથાપિ શાક્યરાજાઓ ઇક્ષ્વાકુ કુળના હોવાથી આસપાસના પ્રદેશમાં તેમને ઘણું માન મળતું. શાક્યોને પણ પોતના કુળનું ઘણું અભિમાન હતું. તેમનો મુખ્ય વ્યવસાય ખેતીનો હતો. આ ધંધાને તેઓ ઘણું જ મહત્ત્વ આપતા. શુદ્ધોદન આ રાજાઓમાંનો એક રાજા હતો. પરંતુ કેટલોક કાળ સુધી શાક્યોએ તેને પોતાનો મહારાજા ચૂંટચો હોય એવો સંભવ છે.

સિદ્ધાર્થનું બાળપણ ઘણા સુખમાં ગયું હોવું જોઈએ એમાં શંકા નથી. તથાપિ વચમાં વચમાં વ્યાધિ, જરા અને મરણ સંબંધે તે વિચાર કરતો. આનો આધાર સુત્તપિટકમાં મળી શકે છે. ઓગણત્રીસ વર્ષની વયે સિદ્ધાર્થે ગૃહત્યાગ કર્યો અને છસાત વર્ષ ઉરુવેલાની આસપાસ ઘોર તપશ્ચર્યા કરી છત્રીસ વર્ષની ઉંમરે સિદ્ધાર્થ બુદ્ધ થયો.

પ્રથમ, બુદ્ધે કાશી પાસે ઋષિપતન નામના ઉદ્યાનમાં અષાડી પૂર્ણિમાને દિવસે પાંચ બ્રાહ્મણ તપસ્વીઓને ઉપદેશ કર્યો. આ ચાતુર્માસ પૂરો થતાં પહેલાં બુદ્ધે આઠ ભિક્ષુઓને પોતાના સંઘમાં લીધા અને ચાતુર્માસ પૂરો થતાં તેમને ધર્મોપદેશ કરવા માટે સર્વ દિશામાં મોકલ્યા. તે પછી બુદ્ધનું નોંધવા જેવું કાર્ય ઉરુવેલકાસ્યપ, નદીકાસ્યપ અને ગયાકાસ્યપ આ ત્રણ સુપ્રસિદ્ધ તપસ્વી બંધુઓને એક હજાર શિષ્યો સાથે પોતાના ભિક્ષુસંઘમાં લીધા એ ગણી શકાય. કાસ્યપબંધુ

શિષ્ય થવાથી રાજગૃહમાંના શ્રમણ બ્રાહ્મણો પર બુદ્ધનો પ્રભાવ પડતાં વાર લાગી નહિ. રાજગૃહમાં બુદ્ધે પુષ્કળ શિષ્યો મેળવ્યા, પણ તે સર્વમાં સારિપુત્ત અને મોગ્ગલ્લાન એ મુખ્ય હતા. રાજગૃહથી પોતાના ભિક્ષુસંઘ સાથે બુદ્ધ શુદ્ધોદન રાજાને મળવા કપિલવસ્તુ ગયા. ત્યાં બનેલી મુખ્ય વાત એ કે તેમણે પોતાના એકના એક પુત્રને પ્રવ્રજ્યા આપી શ્રામણેર કર્યો.

કપિલવસ્તુથી બુદ્ધ ફરી રાજગૃહમાં આવ્યા. ત્યાં અનાથપિંડિકે (સુદત્તે) તેમને શ્રાવસ્તી આવવા માટે આગ્રહ કર્યો. પછી જ્યારે બિંબિસારને મારી અજાતશત્રુ સિંહાસને આવ્યો ત્યારે બુદ્ધે પોતાનું મુખ્ય થાણું શ્રાવસ્તીમાં જ રાખ્યું. બુદ્ધના જે અનેક ઉપદેશ ત્રિપિટકમાં સંગ્રહેલા છે તેમાંના ઘણાખરા બુદ્ધે જેતવનમાંના અનાથપિંડિકના આરામમાં રહી આપેલા છે. શ્રાવસ્તી જોકે બુદ્ધનું મુખ્ય સ્થાન થયું હતું, તોપણ ચાતુર્માસ બાદ કરતાં બાકી આઠ મહિના તે ભિક્ષુસંઘ સાથે ધર્મોપદેશ કરવા મધ્યદેશમાં સર્વત્ર ફરતો હતો.

બુદ્ધનો વિરોધ કરનારા જે શત્રુ ઉદ્ભવ્યા, તેમાં દેવદત્તને અગ્ર સ્થાન આપવું જોઈએ. દેવદત્ત શાક્યોમાંનો જ હોઈ બુદ્ધનો પાસેનો સગો હતો, તોપણ તેણે બુદ્ધ પર જેટલું વેર રાખ્યું તેટલું બીજા કોઈએ નહિ રાખ્યું હોય. ઉદયન રાજાની પટરાણીએ પણ બુદ્ધની ફજેતી કરવાનો પ્રયત્ન કર્યો. પરિવ્રાજકોએ બુદ્ધ પર સુંદરીને માર્યાનું આળ મૂકી શ્રાવસ્તીમાં તેમની બેઆબરૂ કરવાની ખટપટ કરી. પરંતુ કોઈ પણ વેરી બુદ્ધની ઉજ્જ્વલ કીર્તિ મલિન કરી શક્યો નહિ. દેવદત્તે અને બીજાઓએ બુદ્ધ પર આણેલા પ્રસંગો બુદ્ધના ચારિત્રની એક પ્રકારની કસોટી જ હતી. તે કસોટીમાંથી બુદ્ધ કેમ પાર પડ્યા તે પાછળનાં કેટલાંક પ્રકરણો પરથી દેખાઈ આવ્યું જ છે. સોનું જેમ આગમાંથી તવાઈને સાફ થઈ બહાર પડે

છે તે પ્રમાણે ઉપરના પ્રસંગોથી બુદ્ધનો યશ નિર્મળ થઈ બહાર પડચો.

યજ્ઞયાગાદિકને મહત્ત્વ આપનારા બ્રાહ્મણોએ બુદ્ધની સાથે ઘણું છળકપટ કર્યું હતું એવી માન્યતા છે, પણ તે નિરાધાર છે. બુદ્ધકાળમાં મધ્યદેશમાં યજ્ઞયાગનું ઘણું મહત્ત્વ રહ્યું ન હતું; અને જે કાંઈ થોડાઘણા યજ્ઞ થતા, તેમાં અતિશય ખર્ચ આવતો હોવાથી તે સામાન્ય લોકોની શક્તિ બહાર હતા. બુદ્ધ ચારે વર્ણને સમાન માને છે, એ એક જ માત્ર તેના પર બ્રાહ્મણોનો આરોપ હતો. તે મનમાં આવે તેની ભિક્ષા ગ્રહણ કરે છે, ચાંડાળ અને બ્રાહ્મણ સૌને પોતાના સંઘમાં સમાન વર્તાવે છે, અને આ પ્રમાણે પરંપરાગત આવેલો વર્ણભેદ તોડવા માગે છે એ કેટલાક વર્ણાભિમાની બ્રાહ્મણના પેટમાં દુખતું. પણ તેમની તરફથી ગાલિપ્રદાન સિવાય બીજું કાંઈ બુદ્ધનું કહેવા જેવું અહિત થયું નહિ. બુદ્ધને ચાંડાળ વગેરે શબ્દોથી સંબોધી તેની જોડે લડવા ઊઠેલા કેટલાક બ્રાહ્મણો તેના શિષ્ય થયા, એ આગલા ભાગમાં આપેલી કેટલીક વાતો ઉપરથી જણાઈ આવશે.

બુદ્ધ ઉપર આવેલું છેવટનું મોટું સંકટ વિડૂડભે પસેનદિને ભ્રષ્ટ કરી શાકચોનો સંહાર કર્યો એ હોવું જોઈએ. બૌદ્ધ-ધર્મનો પ્રથમ સ્વીકાર કરનાર રાજા બિંબિસારને તેના પુત્રે મારી નાખ્યો. બીજા રાજા પસેનદિ કોસલને તેના પુત્રે હાંકી કાઢચો અને સર્વ શાકચોનો નાશ કર્યો. પણ આ ઐહિક સંકટથી બુદ્ધ ડગી ગયા નહિ. તેમણે પોતાના ધર્મોપદેશનું કાર્ય છેક દેહાવસાન સુધી ચાલુ રાખ્યું હતું. તેમના ઉપદેશના થોડા નમૂના અને અંતિમ દિવસની હકીકત આગલા ભાગમાં આપી છે.

૧

# ગૃહસ્થનાં કર્તવ્યો

[સિગાલોવાદસુત્ત-દીઘનિકાય, વગ્ગ ૩]

એક સમયે બુદ્ધગુરુ રાજગૃહમાંના વેણુવનમાં રહેતો હતો. તે વખતે સિગાલ (શૃગાલ) નામનો એક તરુણ કુલીન યુવક શહેરમાંથી દરરોજ સવારે બહાર આવી સ્નાન કરી પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર, ઉપર અને નીચે એમ છ દિશાને નમસ્કાર કરતો હતો.

રાજગૃહમાં પિંડપાત (ભિક્ષા) માટે જતાં બુદ્ધ તેને જોઈ બોલ્યો, "હે ગૃહપતિપુત્ર, તેં આ શું માંડ્યું છે ?"

સિગાલ બોલ્યો, "ભદન્ત ! મારા પિતાએ મરતી વખતે છયે દિશાઓની પૂજા કરતા રહેવાનું મને કહ્યું હોવાથી હું આ દિશાઓને નમસ્કાર કરું છું."

બુદ્ધ બોલ્યો, "પરંતુ તારો નમસ્કારવિધિ આર્યોની પદ્ધતિ પ્રમાણે નથી."

ત્યારે સિગાલે આર્યોની રીત પ્રમાણે છ દિશાઓનો નમસ્કારવિધિ બતાવવા બુદ્ધને વિનંતી કરી.

બુદ્ધ બોલ્યો, "જે આર્ય શ્રાવકને છ દિશાની પૂજા કરવાની હોય, તેમણે ચાર કર્મક્લેશથી મુક્ત થવું જોઈએ. ચાર કારણોને લઈને પાપકર્મ કરવાં ન ઘટે, અને સંપત્તિ-નાશનાં છ દ્વારનો તેણે અંગીકાર કરવો ન ઘટે. આ ચૌદ વાતો જો તે સાંભળે તો છ દિશાની પૂજા કરવાને તે યોગ્ય બને.

પ્રાણઘાત, ચોરી, વ્યભિચાર અને અસત્યભાષણ એ ચાર કર્મક્લેશ સમજવાં. એનાથી આર્ય શ્રાવકે દૂર રહેવું ઘટે.

સ્વચ્છંદ, દ્વેષ, ભય અને મોહને લીધે અજ્ઞ જન પાપ કરે છે; પરંતુ આર્ય શ્રાવકે આમાંના કોઈ પણ કારણસર પાપમાં પ્રવૃત્ત થવું ન જોઈએ. જે આ કારણોથી પાપપ્રવૃત્ત થાય છે તેની કીર્તિ કૃષ્ણપક્ષના ચંદ્ર પ્રમાણે ક્ષીણ થતી જાય છે. પણ આમાંના કોઈ પણ કારણસર જે પાપવશ થતો નથી, તેની કીર્તિ શુક્લપક્ષના ચંદ્ર પ્રમાણે વૃદ્ધિંગત થતી જાય છે.

"હે ગૃહપતિપુત્ર! મદ્યપાન, રાતના બહાર રખડવું, નાટકતમાસાનું વ્યસન, જુગાર, દુષ્ટની સંગતિ અને આળસ એ છ સંપત્તિનાશનાં દ્વારો છે. દારૂના વ્યસનથી સંપત્તિનો ક્ષય થાય છે, એમાં તો કાંઈ કહેવાપણું જ નથી. આ ઉપરાંત દારૂથી કલહ અને રોગ વધે છે. દારૂ અપકીર્તિની જનની જ છે. તે લજ્જાને મારી નાંખે છે, અને બુદ્ધિને દુર્બળ કરે છે. હે ગૃહપતિપુત્ર, જેને રાત્રે બહાર રખડવાનું વ્યસન લાગે છે, તેનો પોતાનો દેહ સુરક્ષિત રહેતો નથી. તેમ તેની પત્ની અને બાળકો પણ સુરક્ષિત રહી શકતાં નથી; તેની સંપત્તિ તેનાથી સંભાળાતી નથી; આપણને કોઈ ઓળખી જશે એવો ભય હમેશાં તેને લાગ્યા કરે છે; તેને ખોટું બોલવાની ટેવ પડે છે; તેમ જ અનેક પીડાઓ તેને વળગે છે. જેને નાટક અને તમાસાનું વ્યસન લાગે છે તે ક્યાં નાચ છે, ક્યાં તમાસો છે, ક્યાં ગાયન છે એની જ શોધમાં હોય છે. (પોતાના કામનું તેને સ્મરણ રહેતું નથી.) જુગારી માણસનો જુગારમાં જો જય થાય, તો બીજા જુગારીઓ તેની અદેખાઈ કરે છે. જો પરાજય થાય તો તે દિલગીર થાય છે: તેની સંપત્તિનો નાશ થાય છે એ કહેવાની તો જરૂર જ નથી. તેનાં સગાંવહાલાં અને મિત્રો તેનાં વચન પર વિશ્વાસ રાખતાં

નથી; તેમના તરફથી વારંવાર અપમાન સહન કરવું પડે છે. તેની સાથે કોઈ નવો સંબંધ બાંધવા ઇચ્છતું નથી. કેમકે એ મનુષ્ય કુટુંબનું પાલનપોષણ કરવા સમર્થ નથી એમ સૌને લાગે છે. કોઈ માણસ દુષ્ટ સંગતિમાં પડી ગયો એટલે ધૂર્ત, દારૂડિયા, લુચ્ચા, ચોર વગેરે સર્વ પ્રકારના હલકા લોકોનો તેને સહવાસ થાય છે અને તેથી દિનપ્રતિદિન તે હીન સ્થિતિને પામતો જાય છે. આળસુ માણસ એક દિવસ ઘણી ઠંડીને લઈને પોતાનું કામ કરતો નથી, તો બીજે દિવસે અતિશય ગરમીને લઈને પોતાનું કામ કરતો નથી; એક દિવસ તેને સાંજ પડી ગઈ હોય છે, તો બીજે દિવસે સવાર પડી હોતી નથી. આમ તે આજનું કામ આવતી કાલ પર નાખી નવી સંપત્તિ મેળવી શકતો નથી; અને તેની પૂર્વોપાર્જિત સંપત્તિનો માત્ર નાશ થતો જાય છે.

"ચાર કર્મક્લેશોનો, ચાર પાપનાં કારણોનો અને વિપત્તિનાં છ દ્વારોનો ત્યાગ કર્યા પછી ગૃહસ્થે છ દિશાની પૂજાનો આરંભ કરવો. પણ તે છ દિશાઓ કયી? માબાપ પૂર્વ દિશા, ગુરુ દક્ષિણ દિશા, પત્નીપુત્ર પશ્ચિમ દિશા, સગાંવહાલાં ઉત્તર દિશા, દાસ અને મજૂર નીચેની દિશા, તથા શ્રમણ અને બ્રાહ્મણ ઉપરની દિશા, એમ સમજવું.

"ગૃહપતિપુત્ર, પૂર્વ દિશા જે માબાપ, તેમની પૂજાનાં આ પાંચ અંગો છે: (૧) તેમનું કામ કરવું; (૨) તેમનું પોષણ કરવું; (૩) કુળમાં ચાલી આવેલાં સત્કાર્યો ચાલુ રાખવાં; (૪) તેમની સંપત્તિના ભાગીદાર બનવું; અને (૫) જો એમાંનું કોઈ જીવતું ન હોય તો તેમને નામે દાનધર્મ કરવો. આ પાંચ અંગથી જો માબાપની પૂજા કરવામાં આવે તો એ માબાપ પાંચ પ્રકારે બાળક ઉપર અનુગ્રહ કરે છે: (૧) પાપથી તેનું નિવારણ કરે છે; (૨) તેને કલ્યાણકારક માર્ગે લગાડે છે; (૩) તેને કળાકૌશલ્ય શીખવે છે; (૪) યોગ્ય

સ્ત્રી સાથે તેનું લગ્ન કરી આપે છે; અને (૫) યોગ્ય વેળાએ પોતાની મિલકત તેને સ્વાધીન કરે છે.

"દક્ષિણ દિશા જે ગુરુ, તેની પૂજાના આ પાંચ વિધિઓ છે: (૧) ગુરુ પાસે આવે તો ઊઠીને ઊભા થવું; (૨) તે માંદા થાય તો તેમની સેવા કરવી; (૩) તે શીખવે તે શ્રદ્ધાપૂર્વક સમજી લેવું; (૪) તેમનું જે કાંઈ કામ હોય તે કરવું; અને (૫) તે જે વિદ્યા આપે તે ઉત્તમ રીતે ગ્રહણ કરવી. આ પાંચ પ્રકારે ગુરુની પૂજા કરે તો તે શિષ્ય પર પાંચ પ્રકારના અનુગ્રહ કરે છે: (૧) સદાચાર શીખવે છે; (૨) ઉત્તમ રીતે વિદ્યા શીખવે છે: (૩) પોતાને આવડતી સર્વ વિદ્યા તે શિષ્યને શીખવે છે; (૪) પોતાનાં સગાં-મિત્રોમાં તેના ગુણ વર્ણવે છે; અને (૫) કોઈ સ્થળે જતાં પોતાના શિષ્યને ખાધાપીધાની અડચણ ન પડે એવી વ્યવસ્થા કરે છે.

"હે ગૃહપતિપુત્ર! પશ્ચિમ દિશા જે પત્ની, તેની પૂજાનાં આ પાંચ અંગો છે: (૧) તેને માન દેવું; (૨) તેનું અપમાન ન થવા દેવું; (૩) એકપત્નીવ્રત આચરવું; (૪) ઘરનો કારભાર તેને સોંપવો; અને (૫) વસ્ત્રાલંકારની તેને ખોટ ન પડવા દેવી. આ પાંચ અંગોથી જો પતિ પત્નીની પૂજા કરે તો પત્ની તે પતિ પર પાંચ પ્રકારનો અનુગ્રહ કરે છે: (૧) ઘરમાં સારી વ્યવસ્થા રાખે છે; (૨) નોકરચાકરને પ્રેમથી સંભાળે છે; (૩) પતિવ્રતા થાય છે; (૪) પતિએ મેળવેલી સંપત્તિનું રક્ષણ કરે છે, ઉડાઉ થતી નથી; અને (૫) સર્વ ઘરકામમાં તત્પર રહે છે.

"હે ગૃહપતિપુત્ર! ઉત્તર દિશા જે સગાંવહાલાં, તેની પૂજાનાં આ પાંચ અંગ છે: (૧) તેમને આપવા યોગ્ય વસ્તુ હોય તે આપવી; (૨) તેમની સાથે પ્રિય ભાષણ કરવું; (૩) તેમને ઉપયોગી થવું; (૪) તેમની સાથે સમાનભાવથી વર્તવું; અને (૫) તેમની સાથે નિષ્કપટ વર્તન રાખવું. આ પાંચ પ્રકારે જો ગૃહસ્થ સગાંવહાલાંની પૂજા કરે તો તેઓ તે

ગૃહસ્થ પર પાંચ પ્રકારે અનુગ્રહ કરે છે: (૧) એકાએક સંકટ આવી પડતાં તેઓ એનું રક્ષણ કરે છે; (૨) આવે પ્રસંગે તેની સંપત્તિનું પણ તેઓ રક્ષણ કરે છે; (૩) સંકટમાં ગભરાઈ જવાય તો તેઓ ધીરજ આપે છે; (૪) વિપત્કાળમાં છોડી જતાં નથી; અને (૫) તેની પાછળ તેની સંતતિ પર પણ ઉપકાર કરે છે.

"હે ગૃહપતિપુત્ર! નીચેની દિશા જે સેવકો, તેમની પૂજાનાં આ પાંચ અંગો છે: (૧) તેમની શક્તિ જોઈ કામ કહેવું; (૨) તેમને યોગ્ય વેતન (પગાર) આપવું; (૩) માંદા પડે તો તેમની સારવાર કરવી; (૪) પ્રસંગોપાત્ત તેમને ઉત્તમ ભોજન આપવું; અને (૫) વખતોવખત ઉત્તમ કામ બદલ તેમને બક્ષિસ આપવી. આ પાંચ પ્રકારે ધણી જો નોકરની પૂજા કરે તો તે પોતાના ધણી ઉપર પાંચ પ્રકારના અનુગ્રહ કરે છે: (૧) ધણીના ઊઠતા પહેલાં તે ઊઠે છે; (૨) ધણી સૂતા પછી તે સૂએ છે; (૩) ધણીના માલની ચોરી કરતા નથી; (૪) ઉત્તમ રીતે કામ કરે છે; અને (૫) ધણીનો યશ ગાય છે.

"હે ગૃહપતિપુત્ર! ઉપલી દિશા જે શ્રમણબ્રાહ્મણ, (સાધુસંત) તેમની પૂજાનાં આ પાંચ અંગ છે: (૧) કાયાથી તેમનો આદર કરવો; (૨) વાચાથી આદર કરવો; (૩) મનથી આદર કરવો; (૪) ભિક્ષાએ આવે તો તેમને કોઈ પણ જાતની હરકત કરવી નહિ; અને (૫) તેમને ઉપયોગી વસ્તુ આપવી. આ પાંચ પ્રકારે ગૃહસ્થ જો સાધુસંતની પૂજા કરે તો તેઓ તેના પર છ પ્રકારના અનુગ્રહ કરે છે: (૧) પાપથી તેનું નિવારણ કરે છે; (૨) તેને કલ્યાણકારક માર્ગે ચડાવે છે; (૩) પ્રેમપુરઃસર તેના ઉપર દયા કરે છે; (૪) તેને ઉત્તમ ધર્મ શીખવે છે; (૫) શંકાનિવારણ કરી તેના મનનું સમાધાન કરે છે; અને (૬) તેને સ્વર્ગનો માર્ગ દેખાડે છે.

"હે ગૃહપતિપુત્ર! દાન, પ્રિયવચન, અર્થચર્યા એટલે ઉપયોગી થવું, અને સમાનાત્મતા, એટલે બીજાને પોતાના સમાન ગણવા, એ ચાર લોકસંગ્રહનાં સાધનો છે. માબાપે જો આ સાધનોનો ઉપયોગ કર્યો ન હોત, તો કેવળ જન્મ દીધા માટે પુત્ર તેમને માન આપત નહિ. સુજ્ઞ મનુષ્યો આ ચાર સાધનોનો ઉપયોગ કરી જગતમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરે છે."

આ ઉપદેશ સાંભળી સિગાલ બોલ્યો, "ભગવન્! આ આપનો ઉપદેશ કેટલો બધો સુંદર છે! કોઈ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરી બતાવે, અથવા અંધારામાં જોવા માટે મશાલ ધરે, અથવા માર્ગમાં ભૂલા પડેલા માણસને સરળ માર્ગ બતાવે તે પ્રમાણે ભગવંતે મારે માટે પોતાના ધર્મનું ઉત્તમ વિવરણ કર્યું છે. હું ભગવંતને, ધર્મને અને ભિક્ષુસંઘને શરણે આવ્યો છું. મરણ પર્યંત હું આપનો ઉપાસક છું, એમ જાણી મારો અંગીકાર કરો."

## ૨

# ધાર્મિક અને અધાર્મિક ચર્યા

[સાલેય્યક સુત્ત—મજ્ઝિમનિકાય, પણ્ણાસક ૧, વગ્ગ ૫]

એક સમયે બુદ્ધગુરુ કોસલદેશમાં ધર્મોપદેશ કરતો, ફરતો ફરતો શાલ નામના બ્રાહ્મણોના ગામે આવ્યો. બુદ્ધ ત્યાં પહોંચતાં પહેલાં જ તેની કીર્તિ સર્વ ગામમાં પ્રસરી ગઈ હતી. શાલના બ્રાહ્મણોને બુદ્ધ પોતાને ગામ આવનાર છે એવી ખબર પડતાં જ તે સર્વ બુદ્ધના દર્શનાર્થે ગયા. તેમાંના કેટલાક જણ બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠા, અને બીજા બુદ્ધને કુશળતા પૂછી તથા પોતાનું નામગોત્ર કહી બીજી બાજુએ બેઠા.

તે બ્રાહ્મણોએ પોતપોતાના આસન પર બેસી બુદ્ધને પૂછ્યું, "હે ગૌતમ! કેટલાંક પ્રાણી મરણ પછી નરકમાં જાય છે અને કેટલાંક સ્વર્ગમાં જાય છે, એનું કારણ શું?"

બુદ્ધ બોલ્યો, "હે બ્રાહ્મણો! અધાર્મિક ચર્યાથી મનુષ્ય નરકમાં જાય છે અને ધાર્મિક આચરણને લીધે સ્વર્ગમાં જાય છે."

બ્રાહ્મણ બોલ્યા, "હે ગૌતમ! આપના આ સંક્ષિપ્ત ભાષણનો અર્થ અમને બરોબર સમજાશે નહિ. જો વિસ્તારથી આનો અર્થ સમજાવશો તો આપનો મહાન ઉપકાર થશે!"

બુદ્ધ બોલ્યો, "હે ગૃહસ્થો! દેહથી થનારાં અધર્માચરણ ત્રણ પ્રકારનાં છે, વાણીથી થનારાં ચાર પ્રકારનાં છે, અને મનથી થનારાં ત્રણ પ્રકારનાં છે. પ્રાણીનો ઘાત કરવો, પરધન ચોરી લેવું અને પરસ્ત્રી માટે અભિલાષા કરવી, એ ત્રણ પાપકર્મ કાયાથી થનારાં છે. અસત્ય બોલવું, ચાડી ખાવી,

ગાળાગાળી કરવી અને વૃથા બડબડાટ કરવો એ ચાર વાચાથી થનારાં પાપકર્મો છે. પરદ્રવ્યનો લોભ ધરવો, બીજાના નાશની ઇચ્છા કરવી, અને નાસ્તિક દૃષ્ટિ હોવી, એ ત્રણ માનસિક પાપો છે. હે ગૃહસ્થો! આ દશ પ્રકારનાં અધાર્મિક આચરણથી મનુષ્યપ્રાણી મરણ પછી દુર્ગતિને પામે છે.

"પણ હે ગૃહસ્થો! કોઈ માણસ પ્રાણઘાતથી નિવૃત્ત થાય છે; સર્વ ભૂતમાત્ર વિષે તેના અંતઃકરણમાં દયા વસે છે; તે બીજાની વસ્તુનો અપહાર કરતો નથી; અને પરદારાભિલાષા ધરતો નથી; તો આ પ્રમાણે તેનાં કાર્યકર્મ ધાર્મિક બને છે. તે કદી પણ ખોટું બોલતો નથી. ન્યાયાધીશ આગળ સાક્ષી આપવા બોલાવ્યો હોય તો તે જોયેલી વસ્તુને જોયેલી કહે છે અને ન જોયેલીને ન જોયેલી કહે છે. તે ચાડી કરતો નથી, એટલું જ નહિ પણ બને ત્યાં સુધી પારકાના ટંટા મટાડવાની તજવીજ કરે છે; અને જેના ટંટા મટી ગયા હોય તેના ફરી ન થાય એવો પ્રયત્ન કરે છે; તેને લોકોમાં સલાહસંપ જોઈ આનંદ થાય છે; અને તેના વચનમાં એટલું માધુર્ય હોય છે કે તેથી ભાંગી ગયેલાં મન પાછાં જોડાય છે. તે કદી ગાળા-ગાળી કરતો નથી; કોઈને કર્કશ શબ્દ કહેતો નથી; તેનું હૃદયંગમ ભાષણ લોકોને ઘણું ગમે છે. તે નકામું ભાષણ કરતો નથી, યોગ્ય વેળાએ મિતભાષણ કરે છે. આ પ્રમાણે તે વાચાએ પુણ્યાચરણ કરે છે. તે મનથી બીજાના ધનનો લોભ કરતો નથી. પરઘાતનો વિચાર તેના મનને સ્પર્શ કરતો નથી, એટલું જ નહિ પણ રાતદિવસ સર્વ પ્રાણી સુખી રહે એવી ભાવના તેના મનમાં જાગૃત રહે છે.

"નાસ્તિક દૃષ્ટિ તેના મનને અડકતીયે નથી; સત્કર્મ અને સદ્ધર્મ પર તેનો પૂર્ણ વિશ્વાસ હોય છે. આ પ્રમાણે તે મનથી પુણ્યાચરણ કરે છે. હે ગૃહસ્થો! આવાં પુણ્યશીલ પ્રાણીઓ દેહાવસાન પછી સુગતિને પામે છે!"

## ૩

# આર્ય ઉપોસથ*

[ઉપોસથસુત્ત–અંગુત્તનિકાય, તિકનિપાત, પણ્ણાસક ૨, વગ્ગ ૨]

એક સમયે બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં વિશાખાએ ભિક્ષુસંઘ માટે બાંધેલા પ્રાસાદમાં રહેતો હતો. એક ઉપોસથને દિને વિશાખા મિગારમાતા ત્યાં આવી, અને ભગવંતને નમસ્કાર કરી એક બાજુએ બેઠી. ત્યારે બુદ્ધ બોલ્યો, "વિશાખા! આજ સવારના પહોરમાં કયાં જવા નીકળી છે?"

વિશાખા બોલી, "ભગવન્! આજ ઉપોસથવ્રત પાળવા માટે હું અહીં આવી છું."

બુદ્ધ બોલ્યો, "વિશાખા! ગોપાલક ઉપોસથ, નિર્ગ્રંથ ઉપોસથ અને આર્ય ઉપોસથ એવા ઉપોસથોના ત્રણ પ્રકાર છે. લોકોની ગાયો ચારનારો ગોવાળિયો સંધ્યાકાળે સર્વ ગાયો માલિકને સ્વાધીન કરી બીજા દિવસનો વિચાર કરે છે કે, "આવતી કાલે હું અમુક ઠેકાણે ગાય ચારીશ, અને અમુક ઠેકાણે પાણી પાઈશ." તે જ પ્રમાણે વિશાખા! કોઈ ઉપાસક ઉપોસથને દિવસે એવો વિચાર કરવા બેસે છે કે, "આજ મેં અમુક ખાધું; આવતી કાલે આ જ વખતે હું અમુક ખાઈશ;" તે આખો દિવસ જમવાના કે બીજા પદાર્થના ચિંતનમાં ગાળે છે. એવા માણસના ઉપોસથને હું ગોપાલક ઉપોસથ કહું છું.

"વિશાખા! નિર્ગ્રંથ નામના શ્રમણ છે, તે તને ખબર જ છે. તે ઉપોસથને દિવસે શ્રાવકોને એવો ઉપદેશ કરે છે કે, "પૂર્વ દિશામાં સો યોજન સુધી પ્રાણીનો વધ કરીશું નહિ એવો

---

* પા. ७४ ઉપરની ટીપ જુઓ.

નિશ્ચય કરો; પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાંયે સો યોજન સુધી પ્રાણીનો વધ કરીશું નહિ એવો નિશ્ચય કરો." આ પ્રમાણે તે કેટલાંક પ્રાણી પર દયા કરવાનું કહે છે, અને કેટલાંક પ્રાણી ઉપર દયા કરવાનું કહેતા નથી. અને તે પોતાના ઉપાસકોને એવો ઉપદેશ આપે છે કે, "તું સર્વ વેર છોડી દઈ એમ કહે — 'હું કોઈ પણ સ્થળે નથી અને હું કોઈનો પણ કાંઈ થતો નથી; મારું ક્યાંયે કાંઈ જ નથી." એ જોકે એવું બોલે છે, તોપણ તે પોતાનાં માબાપને 'માબાપ' કહેવાનું છોડતો નથી. તેનેયે તેનાં માબાપ 'પુત્ર' કહેવાનું છોડી દેતાં નથી. તે પોતાની પત્નીને 'પત્ની' કહે છે, અને તેની પત્નીયે તેને પહેલાંની જેમ પોતાનો પતિ સમજે છે. તેના નોકર તેને પોતાનો 'સ્વામી' જ સમજે છે અને તે પણ પોતાના નોકરોને 'સેવક' તરીકે જ ઓળખે છે. એટલે ઉપોસથના દિવસની 'હું ક્યાંયે નથી અને કોઈનોયે નથી,' ઇત્યાદિક તેની પ્રતિજ્ઞા ખોટી ઠરે છે. જે દિવસે ખરું બોલવાનું શીખવવું ઘટે તે જ દિવસે ખોટું બોલતાં શીખવવા જેવું થાય છે. પોતાનું કશું જ નથી એમ કહેનારો તે જ નિર્ગ્રંથનો ઉપાસક બીજે દિવસે કોઈના પણ આપ્યા વિના પોતાની વસ્તુઓ ગ્રહણ કરે છે. એટલે બીજાની વસ્તુનો અપહાર કરવા માટે તે દોષિત ઠરે છે. વિશાખા! આવા માણસે કરેલો ઉપોસથ નિર્ગ્રંથ ઉપોસથ કહેવાય છે.. પણ એ ઉપોસથ મહાફલદાયક થતો નથી.

"હવે આર્ય ઉપોસથ કેવો હોય છે એ કહું છું. આર્ય ઉપાસક ઉપોસથને દિવસે બુદ્ધનું સ્મરણ કરે છે: 'આ પ્રમાણે તે ભગવાન સમ્યકસંબુદ્ધ સુગત, સર્વ લોકનું અંતઃકરણ જાણનાર, વિદ્યા અને આચરણથી યુક્ત, દમન કરવાને યોગ્ય એવા માણસના સારથિ, અને દેવ તથા મનુષ્યના ગુરુ છે' આવી રીતે તથાગતનું સ્મરણ કરતાં ચિત્ત પ્રસન્ન થાય છે અને ચિત્તનો મળ નષ્ટ થાય છે.

"તે જ પ્રમાણે આર્ય શ્રાવક ધર્મનું અનુસ્મરણ કરે છે. 'ભગવાને ધર્મ ઉત્તમ પ્રકારે ઉપદેશેલો છે; સાધુને માટે તે અનુભવ લેવા યોગ્ય છે; તે અકાળ ફળ દેનાર છે. તેનો પ્રત્યક્ષ અનુભવ થઈ શકે એમ છે, તે પાસે રાખવા લાયક છે; અને સુજ્ઞ માણસે અંતઃકરણમાં તેનો સાક્ષાત્કાર કરી લેવા યોગ્ય છે.' આ પ્રમાણે ધર્મનું સ્મરણ કરતાં આર્ય શ્રાવકનું મન પ્રસન્ન થાય છે અને ચિત્તનો મળ નષ્ટ થાય છે.

"બીજું, આર્ય શ્રાવક સંઘનું અનુસ્મરણ કરે છે. 'ભગવંતનો શ્રાવકસંઘ સરળ માર્ગે ચાલે છે, ઋજુ માર્ગે ચાલે છે, ન્યાયમાર્ગે ચાલે છે, સમ્યક માર્ગે ચાલે છે. આ સંઘમાં આઠ પ્રકારના સત્પુરુષોનો *સમાવેશ થાય છે. આ જે ભગવંતનો શ્રાવકસંઘ છે તે દક્ષિણા અને નમસ્કારને યોગ્ય છે. એ લોકો માટે એક ઉત્તમ પુણ્યક્ષેત્ર જ છે.' આ પ્રમાણે સંઘનું અનુસ્મરણ કરતાં શ્રાવકનું ચિત્ત પ્રસન્ન થાય છે અને ચિત્તનો મળ નષ્ટ થાય છે.

"વળી વિશાખા! આર્ય શ્રાવક પોતાના શીલનું અનુસ્મરણ કરે છે. જે પ્રસંગે પોતાના શીલને ખંડિત ન થવા દેતાં, તેમાં ભંગ પડવા ન દેતાં, શ્રાવકે તેનું (શીલનું) પાલન કર્યું હોય, તે તે દિવસનું અનુસ્મરણ કરતાં તેનું ચિત્ત પ્રસન્ન થાય છે. તે જ પ્રમાણે મહાનુભાવ દેવતાઓનું અનુસ્મરણ કરતાં, અને પોતે દીધેલા દાનનું અનુસ્મરણ કરતાં ચિત્ત પ્રસન્ન થાય છે.

* સોતાપત્તિમગ્ગ, સોતાપત્તિફલ, સકદાગામિમગ્ગ, સકદાગામિફલ, અનાગામિમગ્ગ, અનાગામિફલ, અરહત્તમગ્ગ અને અરહત્તફલ, એવી નિર્વાણમાર્ગની આઠ પાયરીઓ છે; તેમને અનુસરી નિર્વાણમાર્ગે ચડેલા સાધુના આઠ ભેદ થાય છે. એ સંબંધે થોડી માહિતી "બુદ્ધ, ધર્મ અને સંઘ" પુસ્તકમાં જુઓ. વિશેષ માહિતી પાલિગ્રંથમાં મળશે.

" આ ઉપરાંત વિશાખા ! ઉપોસથને દિવસે આર્ય શ્રાવક એવો વિચાર કરે છે કે : 'આજ હું પ્રાણાતિપાતથી વિરત થયો છું; ભૂતમાત્ર વિષે મારા મનમાં દયા ઉત્પન્ન થઈ છે; પ્રેમ ઉત્પન્ન થયો છે. હું અદત્તાદાન ( ચોરી )થી વિરત થયો છું; આપેલી જ વસ્તુનો પ્રતિગ્રહ કરવાનો મેં નિશ્ચય કર્યો છે, અને તેથી કરીને મારો આત્મા પવિત્ર થયો છે. હું અબ્રહ્મચર્યથી વિરત થયો છું. ગ્રામ્યધર્મથી વિરત થઈ હું આજ શ્રેષ્ઠ બ્રહ્મચર્ય પાળું છું. હું અસત્ય ભાષણથી વિરત થયો છું. આજથી મેં સત્ય બોલવાનો નિશ્ચય કર્યો છે; જેથી મારા વચન પર લોકોનો વિશ્વાસ બેસશે, લોકોને મારા બોલવાની ખાતરી થશે. હું સર્વ પ્રકારના માદક પદાર્થોથી વિરત થયો છું; હું અકાલવિકાલ ભોજનથી વિરત થયો છું; હું બપોર પહેલાં એક જ જમણ જમનાર છું; મનોવિકાર ઉદ્દીપ્ત કરનારાં નૃત્યગીતવાદ્યોથી અને માલા, ગંધ, મંડન-વિભૂષણ ઇત્યાદિકથી હું વિરત થયો છું. ઉચ્ચ શય્યાથી હું વિરત થયો છું; આજ હું તદ્દન સાદી શય્યા પર સૂનાર છું. આ આઠ નિયમ પાળવાથી હું મહાનુભાવ અર્હન્તનું અનુકરણ કરૂં છું.' વિશાખા, આ પ્રમાણે આર્ય શ્રાવકે ઉપોસથવ્રત પાલન કર્યું હોય તો તે મહાફલદાયક થાય છે!"

## ૪

# આર્ય શ્રાવકે સાત પાપકર્મો વર્જ્ય કરવાં જોઈએ

[વેળુદ્વારેય્યકસુત્ત-સંયુત્તનિકાય, સોતાપત્તિ સંયુત્ત, વગ્ગ ૧]

એક વખતે બુદ્ધ કોસલદેશમાં ધર્મોપદેશ કરતો ફરતો હતો. તેવામાં તે વેળુદ્વાર નામના બ્રાહ્મણોના ગામે આવી પહોંચ્યો. વેળુદ્વારવાસી બ્રાહ્મણોએ બુદ્ધની કીર્તિ આગળથી જ સાંભળી હતી. તે સર્વ એકત્ર થઈ બુદ્ધનાં દર્શન કરવા આવ્યા. તેમાંના કેટલાક જણ બુદ્ધને નમસ્કાર કરી બાજુએ બેઠા; કેટલાક જણ પોતાનાં નામગોત્ર જણાવી એક બાજુએ બેઠા, અને કેટલાક બુદ્ધના કુશળ સમાચાર પૂછી એક બાજુએ બેઠા. તેમણે બુદ્ધને કહ્યું, "ભગવન્! અમે અમારાં પત્નીપુત્ર સાથે રહી, સુગંધી ચંદન વગેરે ઉપભોગ-પદાર્થોનો ઉપભોગ લઈ અને દ્રવ્યસંચય કરી સદ્ગતિ પામીએ, એવો અમને ધર્મોપદેશ કરો."

બુદ્ધ બોલ્યો, "ગૃહસ્થો! બીજાને પોતાના જેવા જ ગણવા એ સંબંધે હું તમને ઉપદેશ કરું છું, તે ધ્યાનપૂર્વક શ્રવણ કરો.

"હે ગૃહસ્થો! આર્ય શ્રાવક એવો વિચાર કરે છે કે મને જીવવાની ઇચ્છા છે, મરવાની નથી; સુખની ઇચ્છા છે, દુઃખની નથી. એમ હોવાથી હું જો મારી જેમ જ સુખની ઇચ્છા કરનાર પ્રાણીને મારી નાખું તો તે તેને કેવી રીતે રુચશે? માટે આર્ય શ્રાવકે પોતે પ્રાણઘાતથી વિરત થવું ઘટે, અને બીજાનેયે પ્રાણઘાતથી વિરત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

"ગૃહસ્થો! આપણું દ્રવ્ય જો ચોરાઈ જાય તો તેથી આપણને દુઃખ થાય છે; તેથી આર્ય શ્રાવક ચોરી કરતો નથી, અને બીજાનેયે ચોરીથી પરાવૃત્ત થવાનો ઉપદેશ કરે છે.

"હે ગૃહસ્થો! આપણી પત્ની સાથે જો પારકો આદમી વ્યભિચાર કરે તો તે આપણને રુચતું નથી. માટે આપણે જો પરદારાભિગમન કરીએ તો બીજાને તે કેમ ગમે? એવો વિચાર કરી આર્ય શ્રાવક પરદારાભિગમનથી વિરત થાય છે. વ્યભિચારકર્મ ન કરવા વિષે તે બીજાઓને ઉપદેશ કરે છે અને અવ્યભિચાર-આચરણની સ્તુતિ કરે છે.

"હે ગૃહસ્થો! પારકાએ ખોટી સાક્ષી આપી કીધેલું આપણું નુકસાન આપણને ખૂંચે છે, તેમ અસત્ય ભાષણથી હું બીજાની હાનિ કરું તો તે તેને કેવી રીતે રુચે? એવો વિચાર કરી આર્ય શ્રાવક અસત્ય ભાષણથી પરાવૃત્ત થાય છે, બીજાનેયે ખરું બોલવા વિષે ઉપદેશ કરે છે, અને પ્રામાણિકપણાની પ્રશંસા કરે છે.

"હે ગૃહસ્થો! પારકો ચાડી ખાઈ આપણામાં અને આપણા મિત્રોમાં ફાટફૂટ પાડે તો તે આપણને રુચતું નથી. તો હું જો ચાડીથી બીજાઓમાં ફાટફૂટ પાડીશ તો તે તેમને શી રીતે રુચશે? એવો વિચાર કરી આર્ય શ્રાવક ચાડી ખાતો નથી, ચાડી ન ખાવા વિષે તે બીજાને ઉપદેશ કરે છે, અને સંપ કરાવનાર માણસની સ્તુતિ કરે છે.

"હે ગૃહસ્થો! પારકો માણસ જો આપણને ગાળો દે તો તે આપણને ગમતી નથી; તે જ પ્રમાણે આપણે બીજાને ગાળો દઈએ તો તેમને પણ તે ગમશે નહિ. એવો વિચાર કરી આર્ય શ્રાવક અપશબ્દો બોલવાનું છોડી દે છે, સભ્ય ભાષણ કરવાનો બીજાને ઉપદેશ દે છે, અને સંભાવિત ભાષણની સ્તુતિ કરે છે.

"હે ગૃહસ્થો! પારકો માણુસ જો આપણી પાસે વૃથા બડબડ કરે તો આપણુને કંટાળો આવે છે; તે જ પ્રમાણે આપણે નિરુપયોગી સંભાષણ કરી બીજાનો વખત લઈએ તો તેને તે કેમ ગમશે? એવો વિચાર કરી આર્ય શ્રાવક વૃથા ભાષણુથી વિરત થાય છે, નિરુપયોગી ભાષણુ ન કરવાનો લોકોને ઉપદેશ કરે છે અને મિતભાષણુની સ્તુતિ કરે છે.

"હે ગૃહસ્થો! આવા આર્ય શ્રાવકની બુદ્ધ, ધર્મ અને સંઘ પર શ્રદ્ધા બેસે છે, તેનું શીલ અત્યંત પરિશુદ્ધ થાય છે, કેમકે પ્રાણઘાત, ચોરી, વ્યભિચાર, અસત્યભાષણુ, ચાડી, અપશબ્દ અને વૃથાભાષણુ એ સાત પાપકર્મથી મુક્ત થઈ તે સદાચરણુથી વર્તે છે."

## ૫

# સાત પ્રકારની ભાર્યા

[ભરિયાસુત્ત–અંગુત્તર, સુત્તનિપાત, વગ્ગ ૬]

બુદ્ધ ગુરુ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના બાગમાં રહેતો હતો તેવામાં એક દિવસ સવારે પોતાનું પાત્ર અને ચીવર લઈ તે અનાથપિંડિકને ઘેર ગયો અને તેણે બિછાવેલા આસન પર બેઠો. તે વેળાએ અનાથપિંડિકના ઘરમાં ભારે ગડબડ ચાલી રહી હતી. તે સાંભળી બુદ્ધદેવે અનાથપિંડિકને કહ્યું, "હે ગૃહપતિ! તારા ઘરમાં માણસોએ આ શી ગડબડ મચાવી છે? જાણે કે માછીઓ માછલાં પકડવા મચ્યા ન હોય!"

અનાથપિંડિક બોલ્યો, "ભગવંત, આ મારી પુત્રવધૂ સુજાતા મોટા ઘરની દીકરી છે. તે કોઈની જ પરવા કરતી નથી; જેના તેના પર ગુસ્સે થાય છે."

બુદ્ધે સુજાતાને બોલાવી મંગાવી અને તેને પૂછ્યું, "સુજાતા! મારા જેવી, ચોર જેવી, શેઠ જેવી, મા જેવી, બહેન જેવી, મિત્ર જેવી, અને દાસી જેવી એમ આ સાત પ્રકારની ભાર્યા કહી છે; તેમાંથી તું કયા પ્રકારની છે વારુ?"

સુજાતા બોલી, "ભગવન્, આપના આ સંક્ષિપ્ત ભાષણનો મને કાંઈ અર્થ સમજાયો નથી. મને તે સ્પષ્ટ સમજાવી કહો."

બુદ્ધ બોલ્યો, "પતિ વિષે જેના અંતઃકરણમાં પ્રેમનો લેશ પણ નથી, જેને માત્ર પૈસા વડે જ વેચાતી લીધેલી છે, એવી વ્યભિચારિણી સ્ત્રી મારાઓ જેવી છે એમ સમજવું. પતિએ મેળવેલા ધનમાંથી થોડુંઘણું ચોરી રાખવાની ઇચ્છા

કરે છે તે ચોર જેવી છે. જે કામ કરતી નથી, પરંતુ પુષ્કળ ખાય છે, પતિને ગાળો દેવામાં પાછીપાની કરતી નથી અને પતિનું સારું કાર્ય તણખલાતોલે ગણે છે, તે શેઠ જેવી છે. જે પોતાના પતિની એકના એક પુત્રની જેમ કાળજી લે છે, અને પતિએ મેળવેલી સંપત્તિની સંભાળ રાખે છે તે સ્ત્રીને માતાની ઉપમા આપવામાં આવે છે. જેમ નાની બહેન મોટા ભાઈને માન આપે છે, તેમ જે સ્ત્રી પોતાના પતિને માન આપે છે, તેની આજ્ઞામાં રહે છે, તેને ભગિનીની ઉપમા આપી છે. કોઈ મિત્ર પોતાના મિત્રને ઘણા વખત પછી મળ્યો હોય એમ પતિને જોતાં જ જે અત્યંત હર્ષથી ઊભરાઈ જાય છે, તે કુલીન અને શીલવતી ભાર્યાને મિત્રની ઉપમા આપવામાં આવે છે. પતિ ગુસ્સે થાય પણ પોતે ગુસ્સે થતી નથી એટલું જ નહિ, પણ જેના અંતઃકરણમાં પતિ વિષે ખરાબ વિચાર કદીયે આવતો નથી તેને દાસી જેવી ભાર્યા કહે છે. સુજાતા ! આ સાતમાંથી તું કયા પ્રકારની ભાર્યા થવા ઇચ્છે છે ?"

સુજાતા બોલી, "ભગવન્! આજથી હું મારા પતિની દાસી જેવી ભાર્યા થઈશ."

## ૬

# ચિત્તનું જ રક્ષણ કરવું જોઈએ

[કૂટસુત્ત–અંગુત્તર, તિકનીપાત, પણ્ણાસક ૩, વગ્ગ ૧]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં રહેતો હતો ત્યારે એક વેળાએ તેણે અનાથપિંડિકને કહ્યું, "હે ગૃહપતિ, જો મનુષ્ય ચિત્તનું રક્ષણ કરે નહિ તો તેનાં કાયકર્મ, વાક્કર્મ, માનસિક કર્મ અરક્ષિત રહે છે; અને તેથી તેનાં આ ત્રણે કર્મ વિકારવશ થાય છે એટલું જ નહિ, પણ ધીરે ધીરે તેનાં કાયા, વાચા અને મન એ ત્રણે બગડતાં જાય છે અને તેને મરણ પણ સુખે આવતું નથી. એકાદ ઘરનું છાપરું જો ખરાબ હોય તો તે ઘરની ભીંત વગેરે સર્વ કંઈ અરક્ષિત રહે છે અને ધીમે ધીમે આખું ઘર દોદળું થઈ જમીનદોસ્ત થઈ જાય છે, તે પ્રમાણે હે ગૃહપતિ! જો એક ચિત્તને સંભાળીએ નહિ તો મનુષ્યનાં કર્મો વિકૃત બની જઈ તેનું અત્યંત અનિષ્ટ પરિણામ આવે છે. તે જ ચિત્તને જો સંભાળવામાં આવે તો સર્વ કર્મ સુરક્ષિત થાય છે, અને તેને લીધે મનુષ્ય સુખેથી મરી શકે છે. ઘરનું છાપરું જો સુરક્ષિત હોય તો ભીંત વગેરે સર્વ કાંઈ સુરક્ષિત રહે, તેમ મનુષ્યનું ચિત્ત સુરક્ષિત હોય તો તેનાં સર્વ કર્મો સુરક્ષિત રહે છે.

यथागारं दुच्छनं वुट्ठि समतिविज्झति
एवं अभावितं चित्तं रागो समतिविज्झति ।
यथागारं सुच्छन्नं वुट्ठि न समतिविज्झति
एवं सुभावितं चित्तं रागो न समतिविज्झति ।

धम्मपद

૭

# સાત ધન

[ધનસુત્ત–અંગુત્તર, સત્તકનિપાત, વગ્ગ ૧]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં રહેતો હતો તેવામાં ઉગ્ર નામના રાજાનો મંત્રી તેની પાસે આવ્યો અને નમસ્કાર કરી એક બાજુએ બેસી બોલ્યો, "ભગવન્! આ અમારો મિગાર શાહુકાર કેટલો શ્રીમંત છે! તેની પાસે કેવળ સોનાનાં નાણાં લાખોની સંખ્યામાં નીકળી શકે, તો રૂપાનાંની તો વાત જ શી કરવી?"

બુદ્ધ બોલ્યો, "હે ઉગ્ર! આવા પ્રકારના ધનની અગત્ય નથી એમ હું કહેતો નથી, તથાપિ તેને અગ્નિ, જળ, રાજા, ચોર, લૂંટારુ અને પોતાનાં સગાંસંબંધીઓ તરફથી બીક તો હોય છે જ. તેથી તેને શ્રેષ્ઠ ધન ન ગણી શકાય. પણ હે ઉગ્ર! શ્રદ્ધા, શીલ, લજ્જા, અવત્રપ્ય, શ્રુત, ત્યાગ અને પ્રજ્ઞા એ સાત ધન સોનારૂપા સમાન ચંચળ નથી. તેનો અગ્નિથી કે જળથી નાશ થવાનો ભય નથી; દુષ્ટ રાજા, લૂંટારા કે પોતાનાં અહિતચિંતક સગાંઓ આ ધનને ઝૂંટવી લે એમ નથી.

[આ સાતનો અર્થઃ શ્રદ્ધા એટલે આર્ય શ્રાવકની તથાગત ઉપર પૂર્ણ શ્રદ્ધા હોવી. શીલ પાંચ પ્રકારનું છે. આર્ય શ્રાવક પ્રાણઘાતથી નિવૃત્ત થાય છે, અદત્તાદાનથી નિવૃત્ત થાય છે, વ્યભિચારકર્મથી નિવૃત્ત થાય છે, અસત્યભાષણથી નિવૃત્ત થાય છે, અને માદક પદાર્થથી નિવૃત્ત થાય છે. આ પાંચ નિયમનું યથાર્થ પાલન એ જ શીલધનનું રક્ષણ. લજ્જા એટલે પાપકર્મ કરતાં લાજવું. 'આપણે સારા કુળમાં જન્મ્યા

છીએ, 'સદ્ધર્મનું આપણને જ્ઞાન થયું છે, છતાં પાપકર્મમાં પ્રવૃત્ત થવું આપણને શોભે જ કેમ?' એવા વિચારથી પાપ-કર્મનો કંટાળો આણવો એને જ લજ્જા કહે છે. અવત્રપ્ય એટલે લોકાપવાદનો ભય. 'આપણે પાપાચરણ કરીશું તો લોક આપણને શું કહેશે' એવી મનમાં ભીતિ રાખવી, એને જ અવત્રપ્ય કહે છે. જેનાથી જગતનું કલ્યાણ થઈ શકે એવી વાતોનું શ્રવણ કરવું તથા એવી વાતોની બરાબર માહિતી રાખવી એને શ્રુતધન કહે છે. યથાશક્તિ દાનધર્મ કરવાં, એને ત્યાગધન કહે છે. ચાર આર્ય સત્યનું અને બીજા સદ્ધર્મોનું અપ્રતિહત જ્ઞાન હોવું એને જ પ્રજ્ઞાધન કહેવાય છે. જે સ્ત્રી કે પુરુષ પાસે આ સાત ધન છે તે જ પુરુષ કે સ્ત્રીને હું ખરાં શ્રીમંત માનું છું. કેમકે આ લોક અને પરલોકમાં આ ધનનું કોઈ પણ અપહરણ કરી શકે એમ નથી.]

सद्धाधनं सीलधनं हिरिओत्तपियं धनं
सुतधनं च चागो च पञ्ञा वे सत्तमं धनं ।
यस्स एते धना अत्थि इत्थिया पुरिसस्स वा
अदळिद्दोऽति तं आहु अमोघं तस्स जीवितं ।
—अंगुत्तर, सुत्तपिपात ।

## ૮

# પાંચ વાતનું સતત ચિંતન કરવું

[ઠાનસુત્ત–અંગુત્તર, પંચકનિપાત, પણ્ણાસક ૧, વગ્ગ ૧]

શ્રાવસ્તીમાં રહેતાં બુદ્ધગુરુએ એક વખતે ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ! હું જરાધર્મી છું, વ્યાધિધર્મી છું, મરણધર્મી છું, સર્વ પ્રિય વસ્તુ અને મનુષ્યનો મને વિયોગ થનાર છે, અને હું જે ખરાબ કે સારું કર્મ કરીશ, તેનો હું જ ભાગીદાર થઈશ, કર્મ એ જ મારું ધન છે અને કર્મ જ મારો બાંધવ છે." આ પાંચ વાતનું પ્રત્યેકે—પછી તે પુરુષ હો કે સ્ત્રી હો, પ્રવ્રજિત હો કે ગૃહસ્થ હો—વારંવાર સ્મરણ કરવું.

"હે ભિક્ષુઓ! 'હું જરાધર્મી છું' એવો વિચાર કરવાથી મનુષ્યનો તારુણ્યમદ નષ્ટ થાય છે. આ તારુણ્યમદને લીધે મનુષ્ય કાયા, વાચા અને મનથી પાપ કરે છે; પણ જે પોતે જરાધર્મી છે એવું સ્મરણ રાખે છે તેનો આ મદ નાશ પામે છે, કંઈ નહિ તો ઓછો તો થાય છે જ. એ આ વાતના ચિંતનનો ફાયદો છે. 'હું વ્યાધિધર્મી છું' એ વાતનું ચિંતન કરવાથી એવો લાભ થાય છે, કે જેને લીધે મનુષ્ય ત્રિવિધ પાપ આચરે છે, તે આરોગ્યમદ નષ્ટ થાય છે; કંઈ નહિ તો ઓછો તો થાય છે જ! 'હું મરણધર્મી છું' એ વાતનું ચિંતન કરવાથી મનુષ્યનો જીવિતમદ નષ્ટ થાય છે એ આ ચિંતનનો ફાયદો છે. 'સર્વ પ્રિય વસ્તુ અને મનુષ્યનો મને વિયોગ થનાર છે' એ વાતનું સ્મરણ રાખવાથી મનુષ્ય પ્રિય વસ્તુ માટે કે મનુષ્ય માટે પાપાચરણ કરવા પ્રવૃત્ત થતો નથી, અને વિયોગદુ:ખનો ભોગ થઈ પડતો નથી. 'સારાંનરસાં કર્મનો હું જ ભાગીદાર થઈશ, કર્મ એ જ મારું ધન અને કર્મ એ જ મારો બાંધવ છે,' એ વાતનું સ્મરણ કરવાથી મનુષ્ય પાપકર્મથી નિવૃત્ત થાય છે. એ આ વાતના ચિંતનનો લાભ છે."

## ૯

# ગયાનો શોક વૃથા

[કોસલસુત્ત અંગુત્તર, પંચકનિપાત, પણ્ણાસક ૧ વગ્ગ ૫]

કોઈ એક સમયે બુદ્ધગુરુ જેતવનમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતો હતો. ત્યારે એક દિવસ રાજા પસેનદિ કોસલ જેતવનમાં આવી બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. એવામાં રાજાની માનીતી રાણી મલ્લિકા પરલોકવાસી થયાના સમાચાર આવ્યા. તે સાંભળી રાજા શોકાકુલ થયો. ત્યારે બુદ્ધ બોલ્યો, "મહારાજ, જરાધર્મી પદાર્થને જરા ન આવવી, મરણધર્મી પદાર્થને મરણ ન આવવું, વ્યયધર્મી પદાર્થનો વ્યય ન થવો અને નાશવંત પદાર્થનો નાશ ન થવો, એવું બ્રહ્મદેવ સુધ્ધાં કરી શકનાર નથી. પણ મહારાજ! આવા પ્રસંગે અજ્ઞ જન વિચાર કરતા નથી કે, 'મારા જ પ્રિયજનને જરા, મરણ, વ્યાધિ આવે છે એવું નથી, એ તો સર્વ જગતનો ધર્મ છે. પ્રાણીમાત્ર જરામરણમાં સપડાયેલાં છે.' અને મહારાજ! અજ્ઞ મનુષ્યને આ પ્રમાણે યથાર્થ વિચાર કરતાં ન આવડવાથી શોક ઉત્પન્ન થાય છે, તેને ધંધો સૂઝતો નથી, અન્ન રુચતું નથી, તેની અંગકાંતિ નષ્ટ થાય છે, કામ-કાજ બંધ પડે છે અને તેના શત્રુ આનંદિત થાય છે. પણ મહારાજ! આર્ય શ્રાવકની વાત આનાથી ભિન્ન છે. તે જરાધર્મી જીર્ણ થતાં, વ્યાધિધર્મી વ્યાધિત થતાં, મરણધર્મી મરણ પામતાં, ક્ષયધર્મી ક્ષીણ થતાં કે નાશધર્મી નાશ પામતાં યથાર્થ વિચાર કરે છે. પ્રાણીમાત્ર આ વિકારથી બદ્ધ થયાં છે એ જોઈ તે શોક કરતો નથી. તે પોતાના અંતઃકરણમાંનું વિષારી શોકશલ્ય કાઢી નાંખે છે, જે શલ્યથી વિદ્ધ થતાં મૂર્ખ મનુષ્ય પોતાની જ હાનિ કરે છે. પણ આવે સમે આર્ય શ્રાવક શોકરહિત થઈ નિર્વાણમાર્ગનો લાભ મેળવી લે છે!"

## ૧૦

# બુદ્ધિનાં પાંચ આવરણો

[સંગારવસુત્ત, સંયુત્ત, બોજ્ઝંગ સંયુત્ત વગ્ગ ૫]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં જેતવન ઉદ્યાનમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતો હતો, ત્યારે સંગારવ બ્રાહ્મણ તેની પાસે આવ્યો અને કુશલ પ્રશ્નાદિક પૂછી એક બાજુએ બેસી બોલ્યો, "ગૌતમ! પુષ્કળ કાળ સુધી પરિચિત હોય એવા મંત્રોયે મને એકાએક યાદ આવતા નથી, તો પછી મોઢે નહિ કરેલા મંત્રોની શી વાત પૂછવી! પણ આમ થવાનું કારણ શું તે આપ કહેશો?"

બુદ્ધ બોલ્યો, "હે બ્રાહ્મણ! જે વેળાએ કામવિકારથી મનુષ્યનું ચિત્ત વ્યગ્ર થઈ જાય છે, અને કામવિકારને શાંત કરવાનો માર્ગ તેને ખબર હોતો નથી, તે વેળાએ તેને આત્માર્થ શું, પરાર્થ શું, એ સમજાતું નથી, અને પુષ્કળ દિવસ પરિચિત એવા મંત્ર સુધ્ધાં તેને સ્મરણમાં આવતા નથી. જે વેળાએ તેનું ચિત્ત ક્રોધથી ઠેકાણે રહેતું નથી કે આલસ્યથી મંદ પડી ગયું હોય છે, અથવા ગમે તેમ ભ્રાંત થયું હોય છે કે સંશય-ગ્રસ્ત થાય છે, ત્યારે પોતાનું કે પારકાનું હિત શેમાં છે તે યથાર્થપણે જાણતો નથી, અને ચિરકાળ પરિચિત મંત્રો પણ તેને યાદ આવતા નથી.

"હે બ્રાહ્મણ! વાસણના પાણીમાં ભૂરો કે કાળો રંગ નાખીએ તો તેમાં આપણો પડછાયો દેખાતો નથી, તે જ પ્રમાણે જેનું ચિત્ત કામવિકારથી વ્યગ્ર થતું હોય તેને પોતાના હિતાહિતનું જ્ઞાન થતું નથી. તે જ પાણીનું વાસણ ગરમ થતાં

તેમાંથી વરાળ નીકળશે, અને પાણી ઊકળવા માંડશે. આવે સમયે મનુષ્યને પોતાનું પ્રતિબિંબ એ પાણીમાં દેખાય એ શક્ય નથી. તે જ પ્રમાણે મનુષ્ય ક્રોધાભિભૂત થતાં તેને આત્મપરહિત શેમાં છે, એ સમજવું શક્ય નથી. તે વાસણમાંનું પાણી જો સેવાળથી ભરેલું હશે, તોયે માણસને પોતાનું પ્રતિબિંબ તેમાં દેખાશે નહિ. તે જ પ્રમાણે જેનું મન આળસમાં સપડાયું છે, તેને પોતાનું જ હિત સમજાતું નથી તો બીજાના હિતની તો વાત જ ક્યાં રહી? તે પાણી જો પવનથી હાલવા માંડે તો પણ આપણું પ્રતિબિંબ તેમાં દેખાશે નહિ. તે જ પ્રમાણે જેનું ચિત્ત ભ્રાંત થયેલું છે, તેને આત્મપરહિત શેમાં છે એ સમજાશે નહિ. તે જ પાણી ગંદું અને ગલીચ થયું હશે, તોપણ આપણું પ્રતિબિંબ બરાબર દેખાશે નહિ! તે જ પ્રમાણે જેનું ચિત્ત સંશયગ્રસ્ત થયું છે, તેને પોતાનું કે પારકાનું હિતાહિત સમજાય એ બનવાજોગ નથી. તે જ પાણી જો સ્વચ્છ અને શાંત હોય તો તેમાં મનુષ્યનું પ્રતિબિંબ સ્પષ્ટપણે દેખાશે. તે જ પ્રમાણે જેનું ચિત્ત કામચ્છંદ, વ્યાપાદ (ક્રોધ), આલસ્ય, ભ્રાંતતા અને સંશયગ્રસ્તતા એ પાંચ આવરણથી વિમુક્ત થયું હોય તેને જ આત્મપરહિત યથાર્થપણે સમજાય છે.

"હે બ્રાહ્મણ! આ પાંચ આવરણના પરિહારના ઉપાય એટલે સાત બોધ્યંગની (જ્ઞાનનાં અંગની) ભાવના છે; (૧) સ્મૃતિ,[૧] (૨) ધર્મપ્રવિચય,[૨] (૩) વીર્ય,[૩] (૪) પ્રીતિ,[૪] (૫) પ્રશ્રબ્ધિ,[૫] (૬) સમાધિ[૬] અને (૭) ઉપેક્ષા.[૭] આ સાત જ્ઞાનનાં અંગ છે. આ સાત બોધ્યંગની ભાવના કરવાથી મનુષ્યનું ચિત્ત સર્વ આવરણોથી મુક્ત થાય છે."

---

૧. જાગૃતિ અથવા વિવેક. ૨. મનોવૃત્તિનું પૃથક્કરણ કરવાનું સામર્થ્ય અથવા પ્રજ્ઞા. ૩. સત્કર્મ કરવા વિષે માનસિક ઉત્સાહ. ૪. સત્કર્મથી પ્રાપ્ત થનારો આનંદ. ૫. ચિત્તની શાંતતા, અથવા ચિત્તસુખ. ૬. ચિત્તની એકાગ્રતા. ૭. ચિત્તની મધ્યસ્થાવસ્થા.

## ૧૧

# બોધ્યંગોની ભાવના

[ અગ્ગિસુત્ત-સંયુત્ત, બોજ્ઝંગ સંયુત્ત વગ્ગ ૬ ]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં રહેતો હતો ત્યારે એક સમયે ભિક્ષુને ઉદ્દેશીને તે બોલ્યો, "હે ભિક્ષુઓ, જે વેળાએ ચિત્ત જડ થયું હોય છે, તે વેળાએ પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ ત્રણ બોધ્યંગોની ભાવના કરવી યોગ્ય નથી. કોઈ માણસને દેવતા સળગાવવો હોય અને તે જો ભીનાં લાકડાં, ભીનાં છાણાં અને ભીનું ઘાસ નાંખી ફૂંકવા માંડે, તો તે સળગશે ખરાં કે? તે જ પ્રમાણે જેનું ચિત્ત જડ થયું હોય, તે જો પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ ત્રણ સંબોધ્યંગોની ભાવના કરશે તો તેના ચિત્તને ઉત્તેજના મળશે નહિ. પહેલેથી જ ચિત્ત જડ થયું હોય છે, તો તેને આ ત્રણ બોધ્યંગો વડે બચાવવું એ શકય નથી. પણ તે કાળે ધર્મપ્રવિચય, વીર્ય અને પ્રીતિ આ ત્રણ સંબોધ્યંગોની ભાવનાઓ ઘણી જ ઉપયોગી છે. કેમકે, જડ થયેલા ચિત્તને એનાથી ઉત્તેજન મળે છે. કોઈ માણસને દેવતા સળગાવવો હોય તો તે જો સૂકાં લાકડાં, સૂકાં છાણાં અને સૂકું ઘાસ નાંખી સળગાવવા પ્રયત્ન કરે તો તેને સળગતાં વાર લાગતી નથી. એ જ પ્રમાણે જેનું ચિત્ત જડ થયું હોય તે જો ધર્મપ્રવિચય, વીર્ય અને પ્રીતિ એ ત્રણ સંબોધ્યંગોની ભાવના કરે, તો તેની જડતા નીકળી જશે અને તેના ચિત્તને ઉત્તેજન મળ્યા વિના રહેશે નહિ.

"પણ હે ભિક્ષુઓ! જે વેળાએ ચિત્ત ભ્રાંત થયું હોય તે વેળાએ ધર્મપ્રવિચય, વીર્ય અને પ્રીતિ એ ત્રણ સંબોધ્યંગની ભાવના કરવી યોગ્ય નથી. કેમકે એની ભાવનાથી ચિત્તની ભ્રાંતતાનો ઉપશમ ન થતાં, તે વિશેષ ભ્રાંત થશે. કોઈ માણસને સળગેલી આગ હોલવવી હોય, અને તે હોલવવાને જો તે સૂકાં લાકડાં, છાણાં અને ઘાસનો ઉપયોગ કરે તો તે આગ ન હોલાતાં અધિક જ ભભકશે. તે પ્રમાણે જેનું ચિત્ત ભ્રાંત થયું હોય, તે ધર્મપ્રવિચય, વીર્ય અને પ્રીતિ એ ત્રણ સંબોધ્યંગની ભાવના કરે તો તે પ્રશાંત ન થતાં અધિક જ ભભકશે. આવે પ્રસંગે પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ ત્રણ સંબોધ્યંગની ભાવના કરવી યોગ્ય છે. કેમકે આ બોધ્યંગથી ભડકેલું ચિત્ત પ્રશાંત થાય છે. એકાદ માણસને સળગેલી આગ કમી કરવી હોય, અને તે જો ભીનાં લાકડાં, ભીનાં છાણાં અને ભીના ઘાસનો ઉપયોગ કરે, તો તે ખાતરીથી કમી થશે. તે જ પ્રમાણે જેનું ચિત્ત ભડક્યું હોય, તે જો પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ ત્રણ સંબોધ્યંગની ભાવના કરે, તો તે ખાતરીથી પ્રશાંત થશે.

"હવે રહ્યો સ્મૃતિસંબોધ્યંગ. હે ભિક્ષુઓ! આ સંબોધ્યંગનો આપણે સર્વત્ર ઉપયોગ કરવો ઘટે."

## ૧૨

# સત્કર્મનાં પ્રત્યક્ષ ફળ

[ અપણ્ણકસુત્ત—મજ્ઝિમ, પણ્ણાસક ૨ વગ્ગ ૧ ]

વળી એક પ્રસંગે શાલાગ્રામના બ્રાહ્મણોને ઉદ્દેશી બુદ્ધગુરુ બોલ્યો, "હે ગૃહસ્થો! કેટલાક શ્રમણ બ્રાહ્મણો દાન નથી, ધર્મ નથી, સત્કર્મ કે કુકર્મનાં ફળ નથી, મા નથી કે બાપ નથી, નરકે જનાર કોઈ નથી, કે સ્વર્ગે જનાર કોઈ નથી, એવું કહે છે. પણ આનાથી ઊલટું બીજા શ્રમણ બ્રાહ્મણ એમ કહે છે કે દાનધર્મ છે, દાનધર્મનાં ફળ છે, સત્કર્મ અને અસત્કર્મનાંયે ફળ છે, મા છે, બાપ છે, નરક છે અને સ્વર્ગ છે.

"હે ગૃહસ્થો! જે શ્રમણ બ્રાહ્મણ નાસ્તિકવાદી હોય તેમનાથી કાયા, વાચા અને મનથી પાપકર્મ થઈ જાય એ સ્વાભાવિક છે; પરંતુ જે આસ્તિક હોય છે, તેમને પાપકર્મનો ભય હોવો, અને પુણ્યકાર્ય તરફ તેમની પ્રવૃત્તિ થવી, એયે સ્વાભાવિક જ છે. હવે સુજ્ઞ પુરુષ એવો વિચાર કરે છે કે જો નાસ્તિકના કહેવા પ્રમાણે પરલોક ન હોય, તો પ્રાણીને મરણ પછી દુઃખની ભીતિ નથી. પરંતુ જો પરલોક હોય અને તે નથી એમ માનીને પ્રાણીએ આ લોકમાં અધર્માચરણ કર્યાં હશે, તો પરલોકમાં તેની શી ગતિ થશે? તેની દુર્ગતિ નહિ થાય? હવે પરલોક નથી એમ માનીએ, તો ધાર્મિક આચરણથી મરણ પછી કાંઈ પણ દુઃખ થવા જેવું નથી; એટલું જ નહિ પણ કોઈ ખરાબ માણસની જેમ ધર્માચરણ

કરનાર ગૃહસ્થની આ લોકમાં અપકીર્તિ થતી નથી. સુજ્ઞ લોકોમાં તે પ્રશંસનીય થાય છે.

"હે ગૃહસ્થો! બીજા કેટલાક શ્રમણ બ્રાહ્મણો અક્રિયાવાદી છે. કોઈ પણ ક્રિયાનું મનુષ્યને ફળ ભોગવવું પડતું નથી, એમ તેઓ પ્રતિપાદન કરે છે. મનુષ્ય હજારો પ્રાણીને મારી નાંખે કે પરદારાનો અપહાર કરે, તો તેથી તેના આત્મા પર કાંઈ જ અસર થતી નથી, એવો આ શ્રમણ બ્રાહ્મણનો મત છે. પરંતુ બીજા શ્રમણ બ્રાહ્મણ પ્રત્યેક પાપકર્મની મનુષ્ય પર અસર થાય છે, એવું કહેનારા છે. હે ગૃહસ્થો! આ બે પંથના શ્રમણ બ્રાહ્મણોના મતો પરસ્પર વિરોધી નથી?"

"હા, ભદંત!" બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યો, "હે ગૃહસ્થો! આવે સમયે ડાહ્યો મનુષ્ય એવો વિચાર કરે છે કે, જો ક્રિયાની અસર આત્મા પર થતી ન હોય, તો આત્મા પરલોકમાં સુખી થશે, એ ઠીક છે. પણ જો આત્મા પર ક્રિયાની અસર થઈ તો દુરાચરણથી તે દુર્ગતિને પામશે! ઠીક. આત્મા પર ક્રિયાની અસર થતી નથી એવું જો ધારી લઈએ તોયે સદાચરણથી કાંઈ જ નુકસાન થાય એમ નથી. સદાચરણી મનુષ્યની સુજ્ઞ લોક પ્રશંસા જ કરે છે.

"ગૃહસ્થો! બીજા કેટલાક શ્રમણ બ્રાહ્મણ અહેતુવાદી છે; મોક્ષને કોઈ પણ કર્મો કારણરૂપ થતાં નથી, અમુક એક યોનિમાંથી પ્રાણી ગયો કે તે આપોઆપ મોક્ષને પામે છે, તેને મોક્ષ મેળવવા માટે પ્રયત્ન કરવો પડતો નથી, એવો તેમનો મત છે. પરંતુ બીજા શ્રમણ બ્રાહ્મણ મોક્ષ સહેતુક છે એવું કહેનારા છે. પોતાના પ્રયત્નથી મોક્ષ મેળવાય છે, એવું તેમનું કહેવું છે. હે ગૃહસ્થો! આ બે પંથના શ્રમણ બ્રાહ્મણના મતો પરસ્પર વિરોધી નથી શું?"

"હા, ભદંત! આ શ્રમણ બ્રાહ્મણોનું કહેવું પરસ્પર વિરોધી છે," એવો શાલાગ્રામવાસી બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યો, "હે ગૃહસ્થો! ડાહ્યા માણસ એવો વિચાર કરે છે કે અમુક અમુક યોનિમાં દુઃખ ભોગવ્યા સિવાય કેવળ સદાચરણથી મોક્ષ મળશે નહિ, એ વાત જો ખરી હોય તો આ લોકમાં ધાર્મિક આચરણથી કાંઈ જ નુકસાન થાય એમ નથી. ઊલટું, સુજ્ઞ લોકોમાં આપણી પ્રશંસા જ થનાર છે. અને જો પ્રયત્નથી સુગતિ પ્રાપ્ત થતી હોય, તો મારો સત્કર્મ વિષેનો ઉત્સાહ મને ખૂબ જ ઉપયોગી થશે."

# ૧૩

# વિચાર કરીને વિશ્વાસ રાખો

[ કાલામસુત્ત-અંગુત્તર, તિકનિપાત, પણ્ણાસક ૨, વગ્ગ ૧ ]

એક વખત બુદ્ધગુરુ ધર્મપ્રચારાર્થે કોસલદેશમાં ફરતાં ફરતાં કાલામ નામના ક્ષત્રિયોને ગામ આવ્યો. ભગવંતના આગમનની વાત સાંભળી કાલામનો મોટો સમુદાય તેના દર્શને ગયો. કેટલાક જણ બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠા; કેટલાકે પોતાનાં નામગોત્ર કહ્યાં; કેટલાક જણ મૂંગા મૂંગા એક બાજુએ બેઠા; અને બીજા બુદ્ધને કુશળ પ્રશ્નાદિક પૂછી લીધા પછી બાજુએ બેઠા.

આ સર્વ વિધિ પૂરો થયા બાદ કાલામમાંથી જ્ઞાની લોકે બુદ્ધને કહ્યું, "ભગવન્, અમારા ગામમાં પુષ્કળ શ્રમણ બ્રાહ્મણ આવે છે, તે પોતાના મતને વખાણે છે, અને બીજાના મતની નિંદા કરે છે. બીજાયે કેટલાક શ્રમણ બ્રાહ્મણ આવે છે, અને પોતાના મતની મોટાઈ કરી તેમની પૂર્વે આવેલા શ્રમણ બ્રાહ્મણોના મતની નિંદા કરે છે. આવી વેળાએ અમને શંકા આવે છે કે, આ સર્વમાં કોનો મત ખરો ને કોનો ખોટો? આ શ્રમણ બ્રાહ્મણોમાં સત્યવાદી કોણ અને અસત્યવાદી કોણ?"

બુદ્ધગુરુ બોલ્યો, "હે કાલામો! હું જે કાંઈ કહું છું તે પરંપરાથી સાંભળ્યા કરો છો માટે ખરું માનશો નહિ; આપણી પૂર્વપરંપરા એવી છે માટે ખરું માનશો નહિ; એ આમ હશે એમ ખરું માનશો નહિ; એ આપણા પવિત્ર ગ્રંથમાંયે છે માટે ખરું માનશો નહિ; એ અનુમાનસિદ્ધ છે માટે ખરું માનશો નહિ; આવો આ લૌકિક ન્યાય છે માટે ખરું માનશો નહિ;

એ સુંદર જણાય છે માટે ખરું માનશો નહિ; આપણી શ્રદ્ધાને એ અનુકૂળ છે માટે એ ઉપર વિશ્વાસ મૂકશો નહિ; આ શ્રમણ પ્રસિદ્ધ છે કે આ આપણને પૂજ્ય છે એમ કહી મારા આ ભાષણ પર વિશ્વાસ મૂકશો મા! પણ હે કાલામો! તમારી વિવેકબુદ્ધિથી જ્યારે મારો ઉપદેશ તમને ખરો લાગે, ત્યારે જ તમે તેને ગ્રહણ કરજો. હવે હું તમને પૂછું છું કે જ્યારે મનુષ્યના અંતઃકરણ ઉપર લોભનો પંજો બેસે છે, દ્વેષનો પંજો બેસે છે, કે મોહનો પંજો બેસે છે ત્યારે તેને આત્મહિત કે પરહિત સમજાય એ શક્ય છે?"

"ના, ભગવન્", એવો કાલામોએ ઉત્તર આપ્યો. બુદ્ધ આગળ બોલ્યો, "હવે હે કાલામો! હું તમને એમ પૂછું છું કે મનુષ્યનું અંતઃકરણ જો અલોભથી (પરોપકારથી) ભરાઈ ગયું, અદ્વેષથી (મૈત્રીથી) ભરાઈ ગયું અને અમોહથી (જ્ઞાનથી) ભરાઈ ગયું, તો તેનાથી હિત થશે કે અહિત થશે?"

"હિત થશે", એવો કાલામે ઉત્તર આપતાં, બુદ્ધગુરુ બોલ્યો, "હે કાલામો! જેનું અંતઃકરણ લોભાભિભૂત થયું નથી, તે નિર્લોભી મનુષ્ય લોભથી પ્રાણઘાત કરતો નથી, ચોરી કરતો નથી, વ્યભિચાર કરતો નથી, ખોટું બોલતો નથી, અને આ પાપો કરવામાં બીજાનેયે ઉત્તેજન આપતો નથી. તેમ જ અદ્વેષ્ટા અને જ્ઞાની મનુષ્ય દ્વેષથી કે અજ્ઞાનથી પાપાચરણ કરતો નથી. અને બીજાઓને પાપાચરણમાં ઉત્તેજન આપતો નથી. લોભ, દ્વેષ અને મોહ એ પાપનાં મૂળ છે. અલોભ, અદ્વેષ અને અમોહ એ પુણ્યનાં મૂળ છે. કાલામો! લોભાદિકથી હાનિ છે કે નહિ, આ ત્રણ પાપનાં મૂળ આત્માના ઘાતનાં કારણ થાય છે કે નહિ, અને એનાથી જગતમાં દુઃખ વધે છે કે નહિ, એનો તમે પૂર્ણ વિચાર કરી જ્યારે તમારી બુદ્ધિને આ મનોધર્મ ત્યાજ્ય છે એમ તમને લાગે ત્યારે જ

તમે તેનો ત્યાગ કરો. કેવળ, આ ઉપદેશ તમારી પરંપરાગત આવેલી દષ્ટિને પસંદ છે, ઇત્યાદિ કારણથી આ મારા ઉપદેશનો તમે સ્વીકાર કરશો નહિ. અલોભ, અદ્વેષ અને અમોહ આ ત્રણ મનોધર્મ પુણ્યનાં મૂળ છે એમ મેં કહ્યું, એનોયે ઠીક વિચાર કરી, ઓ કાલામો! જ્યારે તમારી બુદ્ધિને, આ મનોધર્મ આત્મપરહિતકારક છે, જગતમાં આથી સુખની અભિવૃદ્ધિ થાય છે, એમ ખાતરી થાય ત્યારે જ આ મનોધર્મ પૂર્ણતાએ પહોંચે એવો પ્રયત્ન કરો.

"હે કાલામો! જે આર્ય શ્રાવકના મનમાંથી લોભ, દ્વેષ અને મોહ આ ત્રણ મનોવૃત્તિ નષ્ટ થઈ હોય તે ચારે દિશામાં પ્રાણીમાત્ર તરફ મૈત્રીભાવ કરવા સમર્થ થાય છે, પોતાના મૈત્ર ચિત્તથી ચારે દિશામાંનાં પ્રાણી પર તે પ્રેમ કરે છે, તે જ પ્રમાણે કરુણા, મુદિતા અને ઉપેક્ષા આ ભાવનાનોયે તેને સહજ લાભ થાય છે. હે કાલામો, આ ચાર ભાવનાઓને લીધે જેનું ચિત્ત સર્વ પ્રકારના વૈરથી મુક્ત થયું હોય, તેના મનને ચાર પ્રકારનું ધૈર્ય આવે છે. તે એવો વિચાર કરે છે કે, (૧) જો પરલોક હશે તો મારા સુકર્મથી મને સુગતિ મળવી જોઈએ; (૨) જો પરલોક ન હોય તો આ જ જગતમાં હું કોઈ પણ પ્રાણી તરફ વૈરભાવ ન રાખતાં આનંદથી રહું છું; (૩) જો પાપી મનુષ્યને પાપની શિક્ષા ભોગવવી પડે છે, એ સિદ્ધાંત ખરો હોય, તો હું કદીયે પાપ કરતો ન હોવાથી શિક્ષા ભોગવવાનો મારા પર પ્રસંગ આવશે નહિ; (૪) જો આપણા પાપનું ફળ આપણને જ ન મળતાં તે બીજા કોઈને ભોગવવું પડે છે, એ સિદ્ધાંત ખરો હોય તો મારા સદાચરણથી જ હું મારું જ નહિ પણ બીજા જનોનુંયે કલ્યાણ કરું છું!"

બુદ્ધનો ઉપદેશ શ્રવણ કરી કાલામોને અત્યંત આનંદ થયો અને તે દિવસથી તેઓ બુદ્ધના ઉપાસક થયા.

## ૧૪

# આશ્વલાયન બ્રાહ્મણકુમાર અને બ્રાહ્મણવર્ણનું ગૌરવ

[અસ્સલાયનસુત્ત-મજ્ઝિમ, પણ્ણાસક ૨, વગ્ગ ૫]

એક સમયે બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આરામમાં રહેતો હતો. તે વેળાએ જુદા જુદા દેશમાંથી પાંચસો બ્રાહ્મણ કાંઈક કારણને લીધે શ્રાવસ્તીમાં આવ્યા હતા. તે બ્રાહ્મણોમાં એવો એક પ્રશ્ન ઉપસ્થિત થયો કે, આ શ્રમણ ગૌતમ ચારે વર્ણ મોક્ષના અધિકારી છે એમ પ્રતિપાદન કરે છે. તેની સાથે આ વિષયમાં વાદ કરવા કોણ સમર્થ છે? છેવટે આશ્વલાયનકુમારને બુદ્ધની સાથે વાદવિવાદ કરવા આગળ કરવો, એવો નિશ્ચય થયો.

આશ્વલાયનકુમારનું અધ્યયન હમણાં જ પૂરું થયું હતું. નિઘંટુ, છંદઃશાસ્ત્ર ઇત્યાદિ વેદાંગો સહિત ચારે વેદ તેને કંઠસ્થ હતા, તોયે બુદ્ધની સાથે વાદ કરવો કઠણ છે એ તે જાણતો હતો. તેને જ્યારે પોતાનો નેતા થવાની બ્રાહ્મણોએ વિનંતી કરી, ત્યારે તેણે તેમને કહ્યું, "ભાઈઓ! શ્રમણ ગૌતમ એ ધર્મવાદી છે. ધર્મવાદી લોકો સાથે વાદ કરવો એ સામાન્ય વાત નથી. હું જોકે વેદોમાં પારંગત હોઈશ, તોયે ગૌતમ સાથે વાદ કરવા સમર્થ નથી."

લાંબા વખત સુધી વાટાઘાટ થયા પછી તે બ્રાહ્મણોએ આશ્વલાયનને કહ્યું, "આશ્વલાયન! તેં પરિવ્રાજક ધર્મનો અભ્યાસ કર્યો છે; અને યુદ્ધ વિના પરાજિત થવું તને યોગ્ય નથી."

આશ્વલાયન બોલ્યો, "ગૌતમ સાથે વાદ કરવો એ જરા કઠણ કામ છે તોયે તમારા આગ્રહથી હું તમારી સાથે આવું છું."

પછી તે બ્રાહ્મણસમુદાય સાથે આશ્વલાયન બુદ્ધગુરુ પાસે ગયો અને કુશલ સમાચારાદિ પૂછી એક બાજુએ બેઠો. પછી તેણે બુદ્ધદેવને પૂછ્યું, "હે ગૌતમ! બ્રાહ્મણોનું કહેવું એમ છે કે બ્રાહ્મણવર્ણ જ શ્રેષ્ઠ છે, બીજા વર્ણો હીન છે. બ્રાહ્મણ-વર્ણ જ શુક્લ છે, બીજા વર્ણો કૃષ્ણ છે. બ્રાહ્મણોને જ મોક્ષ મળે છે, બીજાઓને મળતો નથી. બ્રાહ્મણ બ્રહ્મદેવના મુખથી ઉત્પન્ન થયેલા તેના ઔરસ પુત્ર છે; એટલે તે જ બ્રહ્મદેવના વંશજ છે. હે ગૌતમ! આ મુદ્દા સંબંધે આપનું શું કહેવું છે?"

બુદ્ધ બોલ્યો, "હે આશ્વલાયન! બ્રાહ્મણોની સ્ત્રીઓ ઋતુવતી થાય છે, ગર્ભવતી થાય છે, પ્રસૂતા થાય છે અને બાળકને દૂધ પાય છે. આ પ્રમાણે બ્રાહ્મણોની સંતતિ બીજા વર્ણો પ્રમાણે જ માતાના ઉદરમાંથી જન્મેલી હોવા છતાં બ્રાહ્મણોએ બ્રહ્મદેવના મુખથી ઉત્પન્ન થવાનો દાવો કરવો, એ આશ્ચર્ય નથી શું?"

આશ્વલાયન બોલ્યો, "હે ગૌતમ! આપનું કહેવું ગમે તે હોય તોયે પોતે બ્રહ્મદેવના વંશજ છે એ વિષે બ્રાહ્મણોને પૂર્ણ વિશ્વાસ છે."

બુદ્ધ બોલ્યો, "હે આશ્વલાયન! યૌન, કાંબોજ અને બીજા સરહદ પરના પ્રદેશમાં આર્ય અને દાસ એવા બે જ વર્ગ હોઈ કદી કદી આર્યનો દાસ અને દાસનો આર્ય બને છે; એ વાત તારા સાંભળવામાં છે ખરી કે?"

"હા, મેં એવું સાંભળ્યું છે." આશ્વલાયને ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યો, "એવું જો છે, તો બ્રહ્મદેવે બ્રાહ્મણો જ ઉત્પન્ન કર્યાં અને તે સર્વ વર્ણમાં શ્રેષ્ઠ છે એમ કહેવાનો અર્થ શો ?"

આશ્વલાયને કહ્યું, "આપનું કહેવું ભલે ગમે તે હોય પરંતુ બ્રાહ્મણોની એવી દૃઢ માન્યતા છે કે બ્રાહ્મણ વર્ણ જ માત્ર શ્રેષ્ઠ છે અને બીજા વર્ણ હીન છે."

બુદ્ધ બોલ્યો, "ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર ચોરી કરે, વ્યભિચાર કરે, ખોટું બોલે, ચાડી કરે, વૃથા બડબડે, પારકાના ધન પર દૃષ્ટિ નાંખે, દ્વેષબુદ્ધિ વધારે, નાસ્તિકપણાનો અંગીકાર કરે તો તે જ માત્ર નરકમાં જશે, પણ બ્રાહ્મણ આ કર્મ કરવા છતાંયે દેહત્યાગ પછી નરકમાં જનાર નથી, એવું તને લાગે છે ?"

આશ્વલાયન બોલ્યો, "હે ગૌતમ, કોઈ પણ વર્ણનો મનુષ્ય પાપ કરવાથી નરકમાં જશે. બ્રાહ્મણ શું કે અબ્રાહ્મણ શું, સર્વને પોતપોતાનું પ્રાયશ્ચિત્ત ભોગવવું પડશે !"

બુદ્ધ બોલ્યો, "બ્રાહ્મણ જો પ્રાણઘાતથી નિવૃત્ત થાય, કે ચૌર્યકર્મથી નિવૃત્ત થાય, વ્યભિચારથી નિવૃત્ત થાય, અસત્ય-ભાષણથી નિવૃત્ત થાય, ગાળાગાળીથી નિવૃત્ત થાય, વૃથાલાપથી નિવૃત્ત થાય, પરધનના લોભથી નિવૃત્ત થાય કે દ્વેષ તથા નાસ્તિકતાથી નિવૃત્ત થાય તો તે જ માત્ર સ્વર્ગમાં જશે, પણ બીજા વર્ણના લોક આ પાપથી નિવૃત્ત થશે તોયે સ્વર્ગલોકમાં જનાર નથી, એમ તને લાગે છે ?"

આશ્વલાયન બોલ્યો, "કોઈ પણ વર્ણનો મનુષ્ય આ પાપકર્મથી નિવૃત્ત થતાં સ્વર્ગમાં જશે. પુણ્યાચરણનું ફળ બ્રાહ્મણને અને બ્રાહ્મણેતરોને સરખું જ મળનાર છે."

બુદ્ધ બોલ્યો, "આ પ્રદેશમાં બ્રાહ્મણ જ માત્ર દ્વેષવેર રહિત મૈત્રીભાવના કરી શકે છે, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ કરી શકશે નહિ એમ તને લાગે છે ?"

આશ્વલાયન બોલ્યો, "ચારે વર્ણો મૈત્રીભાવના કરી શકે છે."

બુદ્ધ બોલ્યો, "ત્યારે પછી બ્રાહ્મણ જ શ્રેષ્ઠ વર્ણ અને બીજા વર્ણ હીન એમ કહેવાને શો આધાર છે?"

આશ્વલાયન બોલ્યો, "આપ ગમે તે કહો, પણ બ્રાહ્મણ પોતાને શ્રેષ્ઠ સમજે છે અને બીજાઓને હીન સમજે છે એ વાત ખરી છે."

બુદ્ધ બોલ્યો, "હે આશ્વલાયન! ધારો કે એકાદ મૂર્ધાભિષિક્ત રાજા સર્વ જાતિના મળી સો પુરુષોને એકત્ર કરે. તેમાંના ક્ષત્રિય, બ્રાહ્મણ અને રાજકુળમાં જન્મેલાને તે કહે કે, 'ભાઈઓ, અહીં આવો અને શાલ કે ચંદનવૃક્ષનું લાકડું લઈ અગ્નિ ઉત્પન્ન કરો.' પરતું તેમાંના ચાંડાળ, નિષાદ ઇત્યાદિ હીન કુળમાં જન્મેલા હોય તેમને તે કહે કે, 'ભાઈઓ, અહીં આવો; કૂતરાને ખવરાવવાની ચાટમાં, ડૂક્કરને ખવરાવવાની ચાટમાં, અથવા રંગ કરવાના કૂંડામાં એરંડાની લાકડીઓ લઈ અગ્નિ ઉત્પન્ન કરો.' હે આશ્વલાયન, બ્રાહ્મણાદિક ઉચ્ચ વર્ણના મનુષ્યે જે અગ્નિ ઉત્પન્ન કર્યો તે જ ભાસ્વર અને તેજસ્વી થશે, અને ચાંડાલાદિક હીન વર્ણના મનુષ્યે ઉત્પન્ન કરેલો અગ્નિ તેજસ્વી નહિ થાય, અને તેથી અગ્નિનાં કાર્યો થશે નહિ એવું તને લાગે છે?"

આશ્વલાયને જવાબ આપ્યો, "હે ગૌતમ! કોઈ પણ જાતિના માણસે સારાં કે નરસાં લાકડાંનું ઈંધણ કરી કોઈ પણ સ્થળે અગ્નિ ઉત્પન્ન કર્યો હોય, તોયે તે સરખો જ તેજસ્વી થશે, અને તેનાથી સરખું જ કાર્ય થઈ શકશે."

બુદ્ધ બોલ્યો, "કોઈ ક્ષત્રિયકુમાર બ્રાહ્મણ કન્યા સાથે શરીરસંબંધ કરે અને તે સંબંધથી તેને પુત્ર થાય તો તે પુત્ર મા જેવો અને બાપ જેવો મનુષ્ય થશે, એમ તને લાગતું નથી? તે જ પ્રમાણે કોઈ બ્રાહ્મણકુમારે ક્ષત્રિયકુમારી સાથે

શરીરસંબંધ કર્યો તો તે સંબંધથી થનારો પુત્ર, તે એના જેવો ન થતાં, ગમે તે ત્રીજી જ જાતનો થશે એમ તને લાગે છે?"

આશ્વલાયન બોલ્યો, "આવા મિશ્રવિવાહથી જે પુત્ર થશે, તે તેના માબાપ પ્રમાણે મનુષ્ય જ થશે. તેને બ્રાહ્મણ કહી શકાય તેમ જ ક્ષત્રિય પણ કહી શકાય."

બુદ્ધ બોલ્યો, "પણ આશ્વલાયન, એકાદ ઘોડીના અને ગધેડાના સંબંધથી જે વછેરું થશે, તેને તેની મા જેવું ગણવું કે બાપ જેવું? તેને ઘોડો તેમ જ ગધેડોયે કહેવાશે કે?"

આશ્વલાયન બોલ્યો, "હે ગૌતમ! તેને ઘોડો કે ગધેડો કહેવાશે નહિ. તે એક ત્રીજી જ જાતનું પ્રાણી થાય છે. તેને આપણે ખચ્ચર કહીએ છીએ. પરંતુ બ્રાહ્મણ અને ક્ષત્રિયના સંબંધથી થનારા પુત્રમાં આવો પ્રકાર જણાઈ આવતો નથી."

બુદ્ધે પૂછ્યું, "હે આશ્વલાયન! બે બ્રાહ્મણ બંધુઓમાં એક વેદાભ્યાસ કરેલો સુશિક્ષિત હોય અને બીજો અશિક્ષિત હોય તો તેમાં કયા ભાઈને શ્રાદ્ધ અથવા યજ્ઞમાં પ્રથમ આમંત્રણ અપાશે?"

આશ્વલાયન બોલ્યો, "જે સુશિક્ષિત હશે તે ભલે વયમાં નાનો હશે, તોયે તેને જ યજ્ઞયાગમાં પ્રથમ આમંત્રણ થશે!"

બુદ્ધ બોલ્યો, "હવે એવું ધાર કે તે બેઉ જણામાં એક અત્યંત વિદ્વાન છે, પણ અત્યંત દુરાચારી છે; બીજો બહુ વિદ્વાન નથી, પણ અત્યંત સુશીલ છે; તો તેમાં પહેલું કોને આમંત્રણ આપવામાં આવશે?"

આશ્વલાયને કહ્યું, "હે ગૌતમ! જે શીલવાન હશે તેને પહેલું આમંત્રણ અપાશે. દુરાચારી મનુષ્યને આપેલા દાનથી શો ફાયદો મળનાર છે?"

બુદ્ધ બોલ્યો, "હે આશ્વલાયન, પહેલાં તેં જાતિને મહત્ત્વ આપ્યું, પછી વેદપાઠને આપ્યું અને હવે તો તું શીલને

મહત્ત્વ આપે છે, અર્થાત્ હું જે ચાતુર્વર્ણ્ય શુદ્ધિ કહું છું, તેનો તેંયે અંગીકાર કર્યો છે!"

બુદ્ધનું આ ભાષણ સાંભળી આશ્વલાયન નીચું માથું કરીને ચૂપ બેઠો; આગળ શું બોલવું એ એને સમજાયું નહિ!

આથી બુદ્ધ બોલ્યો, "હે આશ્વલાયન! પ્રાચીન કાળમાં સાત બ્રહ્મર્ષિ અરણ્યમાં પર્ણકુટી બાંધી રહેતા હતા. તે સમયે તેમની એક એવી પાપી સમજ થઈ હતી કે બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ છે, અને બીજા વર્ણ હીન છે; બ્રાહ્મણ જ માત્ર બ્રહ્મદેવના સાચા વંશ જ છે.

"અસિતદેવલ ઋષિને જ્યારે આ સમાચાર પહોંચ્યા, ત્યારે તે પોતાની હજામત કરાવી લઈ, મજીઠિયાં વસ્ત્ર અને સુંદર પાદુકાઓ પહેરી, તથા હાથમાં સુવર્ણની લાકડી લઈને બ્રાહ્મણ ઋષિઓના સ્થંડિલ (યજ્ઞસ્થાન) પર આવ્યો; અને ત્યાં ચંક્રમણ કરતો બોલ્યો, 'વાહ વાહ! આ બ્રહ્મર્ષિ હવે જણાતા નથી ને!'

"આ તેનું ઉદ્ધત વર્તન જોઈને સાત બ્રાહ્મણોને ખૂબ ક્રોધ આવ્યો અને 'હે ચાંડાળ! તું ભસ્મ થા,' એવો તેમણે દેવલને શાપ આપ્યો. પરંતુ તે શાપની દેવલ પર કાંઈ પણ અસર ન થતાં તે અધિકાધિક તેજસ્વી દેખાવા લાગ્યો.

"ત્યારે તે બ્રાહ્મણ ઋષિ પરસ્પર કહેવા લાગ્યા, 'અરેરે! અમારું તપ વ્યર્થ છે, અમારું બ્રહ્મચર્ય નિષ્ફળ છે; પૂર્વે જેને અમે શાપ આપતા તેની તરત જ રાખ થઈ જતી; પણ આને જેમ જેમ શાપ આપીએ છીએ તેમ તેમ આ અધિકાધિક સુંદર થતો જાય છે!'

"અસિત ઋષિ બોલ્યો, 'તમારું તપ વ્યર્થ નથી કે તમારું બ્રહ્મચર્ય નિષ્ફળ નથી; પરંતુ મારા પર વિનાકારણ ગુસ્સો કરવાનું તમારે છોડી દેવું જોઈએ.'

"'તું કોણ છે!' તે સાત બ્રાહ્મણોએ પૂછ્યું.

"અસિતે 'હું અસિતદેવલ ઋષિ છું' એમ કહ્યા પછી તે સાત બ્રાહ્મણ ઋષિઓએ તેમને નમસ્કાર કર્યા. ત્યારે તે બોલ્યો, 'બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ છે અને બીજા વર્ણ હીન છે, બ્રાહ્મણ જ માત્ર બ્રહ્મદેવના વંશજ છે એવું તમે ધારો છો, એમ મેં સાંભળ્યું છે! પણ તમારા પૂર્વજોએ બ્રાહ્મણ સ્ત્રી સાથે જ લગ્ન કર્યું હતું, એની તમને ખાતરી છે કે? તમારી દાદી–વડદાદી વગેરે પૂર્વજ સ્ત્રીઓએ બ્રાહ્મણ પુરુષની સાથે જ સંબંધ રાખ્યો હતો, એ વિષે તમે નિશ્ચિતપણે શું કહી શકો છો?'

"'ના, એ સંબંધે અમે કાંઈ જ કહી શકતા નથી.' તે સાત ઋષિઓએ ઉત્તર વાળ્યો.

"અસિત બોલ્યો, 'તો પછી બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ અને બીજા વર્ણ હીન છે, એમ કહેવામાં શો અર્થ રહ્યો છે?'

"હે આશ્વલાયન! તે સાતે બ્રાહ્મણોને અસિતે નિરુત્તર કર્યા. પછી તે જ જાતિવાદના સંબંધમાં તું મારી સાથે કેવી રીતે વાદ કરી શકીશ?"

આ ભાષણ સાંભળી આશ્વલાયન બુદ્ધનો ઉપાસક થયો.

## ૧૫

# જાતિભેદ નૈસર્ગિક છે કે?

[વાસેટ્ઠસુત્ત–મજ્ઝિમ, પણ્ણાસક ૨, વગ્ગ ૫, અને સુત્તનિપાત વગ્ગ ૩]

એક સમયે બુદ્ધગુરુ ઇચ્છાનંગલ નામના ગામની પાસે ઇચ્છાનંગલ નામના ઉપવનમાં રહેતો હતો. તે કાળે ઘણા પ્રસિદ્ધ બ્રાહ્મણો ઇચ્છાનંગલ ગામમાં રહેતા હતા. એક દિવસ વાસિષ્ઠ અને ભારદ્વાજ એ બે તરુણ બ્રાહ્મણો વચ્ચે એવો વાદ થયો કે મનુષ્ય જન્મથી શ્રેષ્ઠ છે કે કર્મથી?

ભારદ્વાજે પોતાના મિત્રને કહ્યું, "હે વાસિષ્ઠ, જેની માતાની અને પિતાની સાત પેઢીઓ શુદ્ધ હોય, તેમાં વર્ણ-સંકર થયો ન હોય, તે જ બ્રાહ્મણ શ્રેષ્ઠ હોઈ શકે!"

વાસિષ્ઠ બોલ્યો, "હે ભારદ્વાજ! જે મનુષ્ય શીલસંપન્ન અને કર્તવ્યદક્ષ છે તેને જ હું બ્રાહ્મણ કહું છું."

પુષ્કળ વાદવિવાદ થયો; તથાપિ તે બેઉ પરસ્પરનું સમાધાન કરી શક્યા નહિ. ત્યારે વાસિષ્ઠ બોલ્યો, "હે ભારદ્વાજ! આપણા આ વાદનો અહીં અંત આવનાર નથી; આપણા ગામ પાસે જે ગૌતમ રહે છે, તે પૂજ્ય અને સર્વ લોકોના ગુરુ છે એવી એમની સર્વત્ર કીર્તિ છે. આપણે તેમની પાસે જઈ તેમને આપણો મતભેદ જણાવીશું, અને તે જે કહેશે તે મત માન્ય કરીશું."

આમ વિચાર કરી તે બેઉ બુદ્ધ પાસે ગયા; અને કુશળપ્રશ્ન પૂછી એક બાજુ પર બેઠા. ત્યારે વાસિષ્ઠ બોલ્યો, "ભો ગૌતમ! અમે બેઉ સુશિક્ષિત બ્રાહ્મણકુમાર છીએ. આ તારુક્ષ્યનો શિષ્ય છે અને હું પૌષ્કરસાદીનો શિષ્ય છું. અમારે

જાતિભેદ સંબંધે વિવાદ છે. આ કહે છે 'જન્મથી બ્રાહ્મણ.' હું કહું છું 'કર્મથી બ્રાહ્મણ.' આપની કીર્તિ સાંભળી અમે અત્રે આવ્યા છીએ; હવે અમારામાં કોનું કહેવું ખરું છે, અને કોનું ખોટું છે, એ આપ અમને સમજાવો."

બુદ્ધ બોલ્યો, "વાસિષ્ઠ ! તૃણ, વૃક્ષ ઇત્યાદિ વનસ્પતિમાં જુદી જુદી જાતો જણાય છે, તેમ જ કીડી, કીડા, ઇત્યાદિ નાનામાં નાના પ્રાણીમાંયે જણાય છે. સર્પની જાતો અનેક છે. શ્વાપદની જાતિઓ અનેક છે. પાણીમાં રહેનાર માછલાંમાં અને આકાશમાં ઊડનાર પંખીઓમાં પણ અનેક જાતિ જણાઈ આવે છે. જુદી જુદી જાતિનાં ચિહ્ન આ સર્વ પ્રાણીઓમાં સ્પષ્ટ દેખાઈ આવે છે; પણ તે સૌ માણસમાં જણાતાં નથી. વાળ, કાન, આંખ, મોં, નાક, ઓઠ, ભવાં, ડોકું, પેટ, પીઠ, હાથ, પગ ઇત્યાદિ સર્વ અવયવોમાં એક મનુષ્ય બીજા મનુષ્ય કરતાં તદ્દન ભિન્ન હોઈ શકતો નથી. એટલે પશુપક્ષી વગેરેમાં જેમ આકારાદિથી જુદી જુદી જાત જણાઈ આવે છે, તેમ તે મનુષ્યમાં જણાઈ આવતી નથી. સર્વ મનુષ્યના અવયવ લગભગ સરખા આકારના જ હોવાથી મનુષ્યમાં જાતિભેદ નક્કી કરવો શક્ય નથી. પરંતુ કર્મથી મનુષ્યની જાતિ નક્કી કરવી એ શક્ય છે. કોઈ બ્રાહ્મણ જો ગાયનું પાલન કરી પોતાનું પેટ ભરતો હોય, તો તે 'ગોવાળિયો' જ કહેવાશે, બ્રાહ્મણ ન કહેવાય ! જે કોઈ શિલ્પકળા વડે ઉપજીવિકા કરે છે તેને કારીગર તરીકે જ ઓળખવો જોઈએ. જે વેપાર કરે તે વાણિયો. જે દૂતનું કામ કરે તે દૂત. જે યુદ્ધકળા ઉપર ગુજારો કરે છે તે યોદ્ધો. જે યજ્ઞયાગ કરી જીવિકા ચલાવે છે તે યાજક છે. જે રાષ્ટ્ર પર સ્વામિત્વ ચલાવે છે તે રાજા છે. પણ આ સર્વને કેવળ જન્મને લઈને બ્રાહ્મણ કહી શકાય નહિ.

"સર્વ સંસારબંધન છોડી જે કોઈ પણ પ્રકારનાં પ્રાપંચિક દુઃખથી બીતો નથી, કોઈ પણ વાતની જેને આસક્તિ

નથી તેને હું બ્રાહ્મણ કહું છું. બીજાએ દીધેલી ગાળો, બંધન, વધ ઇત્યાદિ જે સહન કરે છે, ક્ષમા એ જ જેનું બળ છે, તેને હું બ્રાહ્મણ કહું છું. કમલપત્ર પરના પાણીના ટીપાની જેમ જે આ લોકના વિષયસુખથી અલિપ્ત રહે છે, તેને જ હું બ્રાહ્મણ કહું છું.

"જન્મને લઈને બ્રાહ્મણ કે અબ્રાહ્મણ થતા નથી. કર્મથી જ બ્રાહ્મણ થાય છે અને કર્મથી જ અબ્રાહ્મણ થાય છે. ખેડૂત કર્મથી થાય છે, કારીગર કર્મથી થાય છે, ચોર કર્મથી થાય છે, સિપાઈ કર્મથી થાય છે, ભિખારી કર્મથી થાય છે અને રાજા સુધ્ધાં કર્મથી જ થાય છે. કર્મથી જ આ સઘળું જગત ચાલી રહ્યું છે. જેમ રથ ધરી પર અવલંબી રહે છે તેમ સર્વ પ્રાણી પોતપોતાના કર્મ પર અવલંબીને રહ્યાં છે!"

બુદ્ધનો આ ઉપદેશ સાંભળીને વાસિષ્ઠ અને ભારદ્વાજ બૌદ્ધોપાસક થયા.

## ૧૬

# ચાંડાળ કેમ થાય છે?

[ વસલસુત્ત–સુત્તનિપાત, વગ્ગ ૧ ]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આરામમાં રહેતો હતો તેવામાં એક દિવસ ભિક્ષા ગ્રહણ કરતો કરતો અગ્નિહોત્રી ભારદ્વાજ બ્રાહ્મણના બારણા આગળ આવી ભિક્ષા માટે ઊભો રહ્યો. ભારદ્વાજનો અગ્નિહોત્ર સળગતો હતો; અને તેમાં તે આહુતિ નાખતો હતો. બુદ્ધને જોતાં જ તે મોટેથી બૂમ પાડી બોલ્યો, "અરે શ્રમણ! મૂંડિયા! ચાંડાળ! ત્યાં જ ઊભો રહે!"

બુદ્ધે પૂછ્યું, "હે બ્રાહ્મણ, તું ચાંડાળ કે ચાંડાળના ધર્મ જાણે છે ખરો કે?"

બ્રાહ્મણ બોલ્યો, "હે ગૌતમ! મને એની કાંઈ જ ખબર નથી. ચાંડાળ કોણ અને ચાંડાળના ધર્મ કયા એ આપ મને કહેશો તો ઠીક થશે."

બુદ્ધ બોલ્યો, "વારંવાર ગુસ્સે થનાર, બીજા પર વેર લેનાર, પાપથી લેપાયેલો અને નાસ્તિક દૃષ્ટિવાળો મનુષ્ય ચાંડાળ છે એમ જાણવું. જે પ્રાણીનો ઘાત કરે છે, જેના અંતઃકરણમાં દયા વસતી નથી, જે લૂંટફાટ અને ચોરી કરે છે તેને ચાંડાળ કહેવો. જે બીજાનું ઋણ લઈ તે પાછું માગતાં નાસી જાય છે, કે મારે તેને કાંઈ જ આપવું નથી એમ આડું બોલે છે, તે ચાંડાળ છે એમ સમજવું. જે પોતા માટે, પારકા માટે કે પૈસા માટે ખોટી સાક્ષી પૂરે છે, તે ચાંડાળ છે. જે પરદારાભિગમન કરે છે, વૃદ્ધ માતાપિતાની સેવાચાકરી કરતો

નથી, માબાપ, ભાઈબહેન ઇત્યાદિ સગાંવહાલાંઓને ગાળો દે છે કે મારે છે, તેને ચાંડાળ જાણવો. જે પોતે કરેલાં પાપકર્મ છુપાવવાનો પ્રયત્ન કરે છે તે ચાંડાળ છે.

"મનુષ્ય જન્મથી જ ચાંડાળ કે બ્રાહ્મણ પાકતો નથી, કર્મથી જ ચાંડાળ અને કર્મથી જ બ્રાહ્મણ થાય છે. આનું એક ઉદાહરણ આપું છું: માતંગ નામે પ્રસિદ્ધ ઋષિ શ્વપાક (કૂતરાનું માંસ ખાનાર) ચાંડાળનો પુત્ર હતો. પરંતુ તેની કીર્તિ એટલી પ્રસરી હતી કે મોટા મોટા બ્રાહ્મણ અને ક્ષત્રિય તેની સેવા કરતા. એમ કહેવાય છે કે દેહાવસાન પછી વિમાનમાં બેસી તે બ્રહ્મલોકમાં ગયો. બ્રહ્મલોકમાં પેસતાં તેની જાત તેને આડે આવી નહિ. બીજી બાજુ સારા કુળમાં જન્મેલા ઘણાયે બ્રાહ્મણોને આપણે નાના પ્રકારનાં પાપો કરતા જોઈએ છીએ. આ લોકમાં તો તેમની નિંદા થાય જ છે, અને પરલોકમાં પણ તે દુર્ગતિને પામે છે. તેમની જાતિ દુર્ગતિ કે નિંદાથી તેમનું રક્ષણ કરી શકતી નથી. તેથી હું કહું છું કે મનુષ્ય જન્મથી ચાંડાળ થતો નથી કે જન્મથી બ્રાહ્મણ થતો નથી; કર્મથી જ ચાંડાળ અને કર્મથી જ બ્રાહ્મણ થાય છે."

બુદ્ધનો આ ઉપદેશ સાંભળી ભારદ્વાજ ઘણો જ સંતોષ પામ્યો અને બોલ્યો, "હે ગૌતમ! આપનો આ ઉપદેશ ઘણો જ સરસ છે. કોઈ માણસ જેમ ઢાંકેલી વસ્તુ ઉઘાડી પાડી બતાવે, અથવા દેખતાને અંધારામાં મશાલ ધરી બતાવે તે જ પ્રમાણે આપે આપના ધર્મને ઉત્તમ રીતે સ્પષ્ટ કરી સમજાવ્યો છે. હું આજથી મરણ પર્યંત આપને, આપના ધર્મને અને ભિક્ષુસંઘને શરણે આવ્યો છું. હું આપનો ઉપાસક છું એમ ધારી આપ મારો અંગીકાર કરો."

૧૭

# ત્રૈવિદ્ય બ્રાહ્મણ અને બ્રહ્મસાયુજ્યતા

[તેવિજ્જસુત્ત — દીઘ૦ વગ્ગ ૧]

એક વખત બુદ્ધગુરુ કોસલદેશમાં પ્રવાસ કરતો કરતો મનસાકટ નામના બ્રાહ્મણગામમાં આવી પહોંચ્યો. ત્યાં મનસાકટની ઉત્તરે અચિરવતી નદીને તીરે એક અમરાઈમાં તે રહેતો હતો.

તે વેળાએ મનસાકટ ગામમાં કાંઈક નિમિત્તે પ્રસિદ્ધ બ્રાહ્મણો રહેતા હતા. તેમાંના વાસિષ્ઠ અને ભારદ્વાજ એ બે તરુણો સંધ્યાકાળે ફરવા નીકળ્યા, ત્યારે ભિન્ન ભિન્ન માર્ગો સંબંધી વાદ કરવા લાગ્યા. વાસિષ્ઠનું કહેવું એવું હતું કે પોતાના ગુરુએ — પૌષ્કરસાદી બ્રાહ્મણે — ઉપદેશેલો માર્ગ જ બ્રહ્મસાયુજ્યતા મેળવવાનો સરળ માર્ગ છે. પણ ભારદ્વાજનું કહેવું એવું હતું કે પોતાના ગુરુ તારુક્ષ્ય બ્રાહ્મણનો ઉપદેશેલો માર્ગ જ બ્રહ્મસાયુજ્યતાનો ખરો માર્ગ છે. તે બેઉ પરસ્પરનું સમાધાન કરી શકયા નહિ, ત્યારે તે બુદ્ધ પાસે આવ્યા અને બુદ્ધને પોતાનો મતભેદ જણાવ્યો.

ત્યારે બુદ્ધ બોલ્યો, "વાસિષ્ઠ! પણ તમારો મતભેદ શા માટે હોવો જોઈએ, એ મને સમજાતું નથી. તમારા આચાર્યોનો માર્ગ આટલો ભિન્ન શા માટે હોવો જોઈએ?"

વાસિષ્ઠ બોલ્યો, "સરળ માર્ગ કયો અને દૂરનો માર્ગ કયો એ સંબંધે જ અમારો વિવાદ છે. આધ્વર્ય બ્રાહ્મણ, તૈત્તિરીય બ્રાહ્મણ, છાંદોગ્ય બ્રાહ્મણ અને બ્રાહ્મચર્ય બ્રાહ્મણ એ સર્વ ભિન્ન ભિન્ન માર્ગો ઉપદેશે છે. તોયે જેમ કોઈ ગામમાં

જવાના લાંબા અગર ટૂંકા રસ્તા તે ગામમાં જ જાય છે, તે જ પ્રમાણે જુદા જુદા બ્રાહ્મણોએ ઉપદેશેલા દૂરના કે પાસેના માર્ગો છેવટે બ્રહ્મસાયુજ્યતાને જ જઈને મળે છે."

બુદ્ધ બોલ્યો, "વાસિષ્ઠ! તું આ સર્વ માર્ગ બ્રહ્મ-સાયુજ્યતાને જઈને મળે છે એમ કહે છે. પરંતુ આ સર્વ બ્રાહ્મણોમાંથી બ્રહ્મદેવને સાક્ષાત્ જોયા હોય એવો કોઈ એકાદ પણ બ્રાહ્મણ છે કે?"

"ના, ગૌતમ." વાસિષ્ઠે ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યો, "બ્રાહ્મણોની સાત આચાર્યપરંપરાઓ સુધીના એક પણ આચાર્યે બ્રહ્મદેવને સાક્ષાત્ જોયા છે?"

"ના, ભો ગૌતમ."

બુદ્ધે ફરી પૂછ્યું, "વામદેવ, વિશ્વામિત્ર, વસિષ્ઠ, અંગીરસ, ભૃગુ ઇત્યાદિ વેદમંત્રોના પ્રણેતા અને પ્રવર્તક ઋષિઓએ પણ બ્રહ્મદેવને સાક્ષાત્ જોયા હતા કે?"

"ના, ગૌતમ."

"વાસિષ્ઠ! આ પ્રમાણે બ્રાહ્મણોએ, બ્રાહ્મણોના આચાર્યોએ અને બ્રાહ્મણોને પૂજ્ય એવા ઋષિઓએ સુધ્ધાં બ્રહ્મદેવને સાક્ષાત્ જોયા નથી. એમ હોવા છતાં આજકાલના બ્રાહ્મણો તે બ્રહ્મદેવ સાથે સાયુજ્યતા મેળવવાનું કહે છે, એ વિચિત્ર નથી શું?"

"હા, એ વિચિત્ર જણાય છે ખરું." વાસિષ્ઠે ઉત્તર આપ્યો.

"ત્યારે પછી, વાસિષ્ઠ! બ્રાહ્મણોના આ માર્ગોપદેશને અંધપરંપરા કહેવી જોઈએ. હે વાસિષ્ઠ! આ જે ચંદ્રસૂર્ય આકાશમાં પ્રકાશે છે અને બ્રાહ્મણો રોજ જેમનાં સ્તોત્રો ગાય છે તથા પૂજા કરે છે, તે ચંદ્રસૂર્ય તરફ જવાનો માર્ગ કયો, એ બ્રાહ્મણો કહી શકશે?"

"ના, ગૌતમ."

"હે વાસિષ્ઠ! જેને બ્રાહ્મણો જોઈ શકે છે અને જેની પૂજા કરે છે, તે ચંદ્રસૂર્યને પહોંચવાનો માર્ગ સુધ્ધાં બ્રાહ્મણો દેખાડી શકતા નથી, તો જેને એમણે કે એમના આચાર્યોએ જોયો નથી, તે બ્રહ્મસાયુજ્યતાનો માર્ગ બ્રાહ્મણો ઉપદેશે છે, એ વિચિત્ર નહિ?"

"હા, વિચિત્ર તો લાગે છે." વાસિષ્ઠે ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યો, "કોઈ માણુસ એમ કહે કે, 'આ પ્રદેશમાં જે સુંદરમાં સુંદર સ્ત્રી છે, તેને હું શોધું છું.' તો બીજા લોક એને પૂછશે કે, 'ભાઈ! તું જે સ્ત્રીને શોધે છે તે બ્રાહ્મણકન્યા છે કે ક્ષત્રિયકન્યા છે? તે ઊંચી છે કે ઠીંગણી છે? તેના વાળ સાદા છે કે વાંકડિયા છે?' આ પ્રશ્ન પુછાતાં તે ઉત્તર આપશે કે, 'મને એમાંની કાંઈ ખબર નથી; મેં તેને કદી પણ જોઈ નથી, તોપણ હું તેને શોધું છું.' હે વાસિષ્ઠ! તે માણુસના જેવું જ આ બ્રાહ્મણોનું કહેવું વિચિત્ર જણાતું નથી?"

"હા, વિચિત્ર જણાય છે ખરું."

"હે વાસિષ્ઠ! બીજો એકાદ માણુસ ચૌટામાં સીડી ચણવાનો આરંભ કરશે તેને બીજા લોકો પૂછશે કે, 'ભાઈ! તું જે પગથિયાં બાંધે છે તે કયા મહેલના માળ ઉપર જવા માટે છે?' તે કહેશે, 'તે મહેલ કયો તે મને ખબર નથી, તોયે તેના માળ ઉપર જવાને હું પગથિયાં બાંધું છું.' આ મનુષ્યના કથન માફક બ્રહ્મદેવને જોયા વિના જ તેની સાથે સાયુજ્યતા પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવનારું બ્રાહ્મણોનું બોલવું વિચિત્ર નથી શું?"

"હા, ભો ગૌતમ! તે વિચિત્ર જણાય છે ખરું."

"હે વાસિષ્ઠ! આ અચિરવતી નદી પાણીથી છલાછલ ભરી હોય ત્યારે કોઈ માણુસ આ તીર પર આવી સામા તીરની પ્રાર્થના કરે કે, 'હે તીર! તું અહીં આવ; તું અહીં

આવ.' તો શું આ મનુષ્યની પ્રાર્થનાથી કે યાચનાથી અચિરવતીનું પેલું તીર આ પાર આવશે કે?"

"ના, ભો ગૌતમ."

"તે જ પ્રમાણે, હે વાસિષ્ઠ! બ્રાહ્મણોની નાનાવિધ પ્રાર્થનાઓથી બ્રહ્માની સાથે એ સાયુજ્યતા પામે એ સંભવતું નથી.

"હે વાસિષ્ઠ! બીજો કોઈ મનુષ્ય આ અચિરવતીને પાર ઊતરવા માટે આ કાંઠે પોતાની જાતને દોરીથી કઠણ બાંધી લે તો તે સામે તીરે જઈ શકશે એમ તને લાગે છે?"

"ના, ભો ગૌતમ!"

"હે વાસિષ્ઠ! પંચેન્દ્રિયના વિષયોમાં જે અત્યાસક્તિ હોય છે તેને હું આ લોકનું બંધન કહું છું. આ બંધનથી ત્રૈવિદ્ય બ્રાહ્મણ બદ્ધ થયેલા દેખાય છે. એટલે તે દેહાવસાન પછી બ્રહ્મસાયુજ્યતા પામે એ બિલકુલ અસંભવિત છે.

"હે વાસિષ્ઠ! બીજો કોઈ મનુષ્ય અચિરવતી પાર ઊતરવાને આ તીર પર આવી મોઢે માથે ઓઢી લાંબો થઈ ઘોરે, તો તે માણસ પાર ઊતરી શકે એમ તને લાગે છે ખરું?"

"ના, ભો ગૌતમ."

"હે વાસિષ્ઠ! કામવિકાર, ક્રોધ, આળસ, ભ્રાંતિ, સંશયગ્રસ્તતા, એ પાંચ નિવરણોને હું બુદ્ધિનાં આવરણો કહું છું. એ આવરણથી વીંટાયેલા ત્રૈવિદ્ય બ્રાહ્મણ મરણ પછી બ્રહ્મસાયુજ્યતા પામશે, એ બિલકુલ સંભવી શકતું નથી.

"હવે હું તને એમ પૂછું છું કે તારા આચાર્યપ્રાચાર્યો તરફથી બ્રહ્મા સંબંધે તને શું જ્ઞાન મળેલું છે? બ્રહ્મદેવ સપરિગ્રહ છે કે અપરિગ્રહ છે?"

"હે ગૌતમ! બ્રહ્મા અપરિગ્રહ છે."

"તેના ચિત્તમાં વેર છે કે નહિ?"

"નથી, ભો ગૌતમ."

"તે દ્વેષબુદ્ધિથી મુક્ત છે કે નહિ?"

"મુક્ત છે."

"તેનું ચિત્ત પાપમલથી ખરડાયેલું છે કે નહિ?"

"હે ગૌતમ! તેનું ચિત્ત પાપમલથી વિરહિત છે."

"તે સ્વતંત્ર છે કે પરતંત્ર છે?"

"તે સ્વતંત્ર છે."

"હે વાસિષ્ઠ! ત્રૈવિદ્ય બ્રાહ્મણ સપરિગ્રહ છે કે અપરિગ્રહ છે?"

"સપરિગ્રહ, ભો ગૌતમ!"

"તેમના ચિત્તમાં વેર છે કે નહિ?"

"છે."

"તેમનામાં દ્વેષબુદ્ધિ છે કે નહિ?"

"દ્વેષબુદ્ધિ છે, ભો ગૌતમ!"

"તેમનું ચિત્ત પાપમલવિરહિત છે કે પાપમલયુક્ત છે?"

"પાપમલયુક્ત."

"સ્વતંત્ર છે કે પરતંત્ર છે?"

"ભો ગૌતમ! તે પરતંત્ર છે."

"હે વાસિષ્ઠ! બ્રહ્મદેવના અને ત્રૈવિદ્ય બ્રાહ્મણના ગુણ આ રીતે પરસ્પર વિરુદ્ધ છે તો બ્રહ્મદેવનો અને તેમનો બંનેનો મેળાપ કેમ થશે વારુ? તે મરણ પછી બ્રહ્મસાયુજ્યતા પામે એ તો જરાયે સંભવિત નથી. તેથી હે વાસિષ્ઠ! ત્રૈવિદ્ય બ્રાહ્મણ બ્રહ્મસાયુજ્યતાનો જે માર્ગ કહે છે તે માર્ગ નથી, પણ કુમાર્ગ છે. આ તેમના મતને ત્રૈવિદ્યારણ્ય કે ત્રૈવિદ્યકાંતાર કહી શકાશે."

## ૧૮

# યજ્ઞયાગ

[ કૂટદંતસુત્ત—દીઘ૦ વગ્ગ ૧ ]

એક સમયે બુદ્ધગુરુ મગધદેશમાં ફરતો ફરતો ખાણુમત નામના બ્રાહ્મણગામમાં આવ્યો. આ ગામ મગધદેશના રાજા બિંબિસારે કૂટદંત નામના બ્રાહ્મણને દાનમાં આપ્યું હતું. બુદ્ધ ત્યાં પહોંચ્યો તે વેળાએ કૂટદંત બ્રાહ્મણને ઘેર એક મોટો યજ્ઞ થનાર હતો. તેમાં સાતસો બળદ, સાતસો વાછરડાં, સાતસો બકરાં અને સાતસો મેંઢાં યજ્ઞમાં મારવા માટે આણ્યાં હતાં.

બુદ્ધ પોતાના ગામમાં આવ્યો છે એ સમાચાર સાંભળી ખાણુમત ગામમાંના બ્રાહ્મણો એકત્ર થઈ બુદ્ધદર્શને નીકળ્યા. તે કૂટદંત બ્રાહ્મણના વાડા પાસેથી જતા હતા તેવામાં કૂટદંતે તેમને જોયા અને 'તમે સઘળા ક્યાં જાઓ છો?' એમ પૂછ્યું. કૂટદંતના હજૂરિયાએ તેને સાદ્યંત સર્વ સમાચાર આપ્યા. તેણે હજૂરિયાને કહ્યું કે, 'તું એ બ્રાહ્મણોને કહે કે કૂટદંત સુધ્ધાં બુદ્ધદર્શને જવા ઇચ્છે છે, માટે તેને માટે અત્રે જરા થોભો.'

કૂટદંતના યજ્ઞને માટે પુષ્કળ બ્રાહ્મણો ખાણુમત ગામમાં આવ્યા હતા. કૂટદંત બુદ્ધદર્શને જનાર છે એવા સમાચાર તેમને કાને પડતાં જ તેઓ કૂટદંત પાસે આવ્યા અને બોલ્યા, "ભો કૂટદંત! ગૌતમનાં દર્શને તું જાય છે, એ વાત ખરી છે?"

કૂટદંત બોલ્યો, "હા, ગૌતમનાં દર્શને જવાની મને ઇચ્છા થાય છે."

બ્રાહ્મણો બોલ્યા, "ભો કૂટદંત! ગૌતમનાં દર્શને જવું તને યોગ્ય નથી. જો તું તેનાં દર્શને જઈશ, તો તેના યશની અભિવૃદ્ધિ થશે; અને તારા યશની હાનિ થશે! માટે ગૌતમ જ તને મળવા આવે અને તું તેને મળવા નહિ જાય, એ જ ઠીક છે. તું ઉત્તમ કુળમાં જન્મેલો છે, ધનાઢ્ય છે, વિદ્વાન છે, સુશીલ છે, ઘણા લોકોનો આચાર્ય અને પ્રાચાર્ય છે, વેદમંત્રો શીખવા માટે ચારે દિશામાંથી તારી પાસે અનેક શિષ્યો આવે છે, તું ગૌતમથી વયે પણ મોટો છે, અને મગધરાજાએ તને ઘણું માન દઈ આ ગામ ઇનામમાં આપ્યું છે; એટલે ગૌતમ તને મળવા આવે અને તું તેને મળવા નહિ જાય, એ જ યોગ્ય છે."

કૂટદંત બોલ્યો, "હવે મારું કહેવું જરા સાંભળી લો. શ્રમણ ગૌતમ મહાન કુળમાં જન્મેલો છે. તે ભારે સંપત્તિનો ત્યાગ કરી શ્રમણ થયો છે. તરુણ વયે જ તેણે સંન્યાસ લીધો છે. તે તેજસ્વી છે, સુશીલ છે, મધુર બોલનારો છે. તેનાં વચન કલ્યાણપ્રદ છે; તે પુષ્કળ જનોનો આચાર્ય અને પ્રાચાર્ય છે; કામાસક્તિથી મુક્ત હોઈ તે શાંત થયો છે; કર્મવાદી અને ક્રિયાવાદી છે. સર્વ રાષ્ટ્રમાંના લોકો તેનાં ધર્મવાક્ય શ્રવણ કરવા માટે આવે છે. તે સમ્યક્સંબુદ્ધ, વિદ્યાઆચરણસંપન્ન, લોકવિદ, દમ્ય પુરુષોનો સારથિ અને દેવમનુષ્યોનો શાસ્તા (શાસનકર્તા) છે, એવી તેની સર્વત્ર કીર્તિ પ્રસરી ગઈ છે. બિંબિસાર રાજા પોતાના અમાત્યો (મંત્રીઓ) સહિત તેનો શિષ્ય થયો છે. તેમ જ કોસલદેશનો પસેનદિ રાજા પણ તેનો શિષ્ય થયો છે. આ રાજાઓને જેમ તે પૂજ્ય છે તેમ જ પૌષ્કરસાદિ વગેરે બ્રાહ્મણોનેયે તે પૂજ્ય છે. આટલી તેની યોગ્યતા છે. અને હાલમાં તે આપણા ગામમાં આવ્યો છે. આપણે તેને આપણો અતિથિ સમજી તેનાં દર્શને જઈ તેનો સત્કાર કરવો એ જ યોગ્ય ગણાય!"

બ્રાહ્મણ બોલ્યા, "ભો કૂટદંત, તેં ગૌતમની જે આ સ્તુતિ કરી તેથી અમને પણ એમ થાય છે કે સદ્‌ગૃહસ્થે સો યોજન જઈને પણ તેનાં દર્શન કરવાં જોઈએ. ચાલો આપણે બધા જ એનાં દર્શને જઈએ!"

પછી કૂટદંત તે સર્વ બ્રાહ્મણસમુદાય સહિત આમ્રયષ્ટિ નામના વનમાં જ્યાં બુદ્ધ રહેતો હતો ત્યાં આવ્યો અને બુદ્ધને કુશલપ્રશ્ન વગેરે પૂછી એક બાજુએ બેઠો. તે બ્રાહ્મણોમાંથી કેટલાક બુદ્ધને નમસ્કાર કરી, કેટલાક પોતાનાં નામગોત્ર જણાવી અને કેટલાક કુશળપ્રશ્નાદિક પૂછી એક બાજુએ બેઠા.

કૂટદંતે બુદ્ધને વિનંતી કરી, "આપ ઉત્તમ યજ્ઞવિધિ જાણો છો એમ મેં સાંભળ્યું છે; તે જો આપ અમને સમજાવશો તો મહાન ઉપકાર થશે."

બુદ્ધ બોલ્યો, "પ્રાચીન કાળમાં મહાવિજિત નામનો એક મોટો રાજા થઈ ગયો હતો. એક દિવસ તે એકાન્તમાં બેઠો હતો ત્યારે તેના મનમાં એવો વિચાર આવ્યો કે આપણી પાસે પુષ્કળ સંપત્તિ છે, તેને જો આપણે મહાયજ્ઞમાં વાવરીશું તો આપણને ચિરકાળ ફાયદો થશે. આ વિચાર તેણે પોતાના પુરોહિતને જણાવ્યો અને કહ્યું કે, 'હે બ્રાહ્મણ, મહાયજ્ઞ કરવાની મારી ઘણી ઇચ્છા છે. તે કઈ રીતથી કરું તો મારું હિત થશે તે મને કહો.'

"પુરોહિત બોલ્યો, 'હાલમાં આપના રાજ્યમાં શાંતિ નથી. ગામ અને શહેરો લૂંટાઈ જાય છે, લોકોને ચોરો તરફથી ઉપદ્રવ થાય છે. એવી સ્થિતિમાં જો આપ લોકો ઉપર કર નાખશો તો કર્તવ્યથી વિમુખ થશો. હવે આપને એમ લાગશે કે ફાંસી દીધાથી, તુરંગમાં નાખવાથી, તિરસ્કાર કરવાથી, કે રાજ્યમાંથી હાંકી મૂકવાથી આ ચોરોનો બંદોબસ્ત થશે. પરંતુ આવા ઉપાયથી રાજ્યમાંની અંધાધૂંધીનો પૂર્ણપણે

નાશ થશે નહિ. કેમકે, આવા ઉપાયોથી જે શરણે આવશે નહિ, તે ફરી તોફાન ઊભાં કરશે.

"'હવે આ તોફાન તોડવાના ખરા ઉપાય જોઈએ તો આ છે: આપના રાજ્યમાં જે ખેતી કરવા ઇચ્છે છે તેમને આપ બી આપો; જે વેપાર કરવા ઇચ્છે છે તેમને મૂડી આપો; જે સરકારી નોકરી કરવા ઇચ્છે છે તેમને યોગ્ય વેતન આપી તેમનો યોગ્ય કાર્યમાં ઉપયોગ કરી લો. આવી રીતે સર્વ માણસો પોતપોતાનાં મનગમતાં કામમાં લાગી ગયા પછી આપના રાજ્યમાં તોફાન થવાનો સંભવ નથી. વખતસર કર વસૂલ થવાથી આપની તિજોરીની અભિવૃદ્ધિ થશે. તોફાનીઓનો ઉપદ્રવ ન હોવાથી લોકો બાળબચ્ચાંના લાડકોડ પૂરા પાડતા દરવાજા ઉઘાડા મૂકી, નિર્ભયપણે મોટા આનંદથી કાળ ગાળશે.'

"પુરોહિત બ્રાહ્મણે કહેલો તોફાનનો બંદોબસ્ત કરવાનો ઉપાય મહાવિજિત રાજાને પસંદ પડ્યો. પોતાના રાજ્યમાં ખેતી કરવાને સમર્થ એવા લોકોને બી વગેરે આપી તેણે તેમની પાસે ખેતી કરાવી; નાના મોટા વેપારીઓને મૂડી આપી તેમનો વેપાર વધાર્યો, અને યોગ્ય માણસોને ચૂંટી કાઢી તેમની સરકારી કામ પર યથાયોગ્ય સ્થળે નિમણૂક કરી. આ ઉપાયથી મહાવિજિતનું રાષ્ટ્ર થોડા જ વખતમાં સમૃદ્ધ થયું. રાજ્યમાંના લોક એટલા સુખી થયા કે ચોરી લૂટફાટ નામશેષ થઈ જવાથી તેઓ ઉઘાડે બારણે પોતાનાં બાળકને રમાડતા ભારે આનંદથી કાળ ગાળવા લાગ્યા.

"એક દિવસ મહાવિજિત રાજાએ પુરોહિતને કહ્યું, 'ભો પુરોહિત! તમે કહેલા ઉપાયોથી મેં મારા રાજ્યમાંથી તોફાનનું નામ ભૂંસી નાખ્યું છે; મારી તિજોરીની આર્થિક સ્થિતિ ઘણી જ સંતોષકારક છે; અને રાષ્ટ્રના સર્વ લોક નિર્ભયપણે અને

આનંદમાં રહે છે. હવે મહાયજ્ઞ કરવાની મારી ઇચ્છા છે, તો એ યજ્ઞ કેમ કરીને કરવો એનો મને ઉપદેશ કરો.'

"પુરોહિત બોલ્યો, 'મહાયજ્ઞ કરવાનો જો આપનો વિચાર હોય તો આપે આ કાર્યમાં આપની પ્રજાની અનુમતિ લેવી જોઇએ. માટે પ્રથમ આખા રાજ્યના લોકોને જાહેરનામાં કાઢી આપની ઇચ્છા જણાવો અને સર્વ લોકોની આ કામમાં સંમતિ મેળવો.'

"પુરોહિતના કહ્યા પ્રમાણે રાજાએ 'હું યજ્ઞ કરનાર છું, એમાં લોકોની અનુમતિ છે કે નહિ એ સર્વેએ નિર્ભયપણે અને સ્પષ્ટપણે અમને જણાવવું' એવું જાહેરનામું કાઢયું અને તે પ્રમાણે નાનામોટા સર્વ લોકોએ યજ્ઞ કરવાની તરફેણમાં પોતાનો મત આપ્યો.

"આથી પુરોહિતે યજ્ઞની સર્વ તૈયારી કરી, અને રાજાને કહ્યું કે, 'યજ્ઞનો આરંભ કરતી વખતે મારી પુષ્કળ સંપત્તિ આ યજ્ઞમાં જનાર છે, એવો વિચાર તમારે મનમાં આણવો ન ઘટે. યજ્ઞ ચાલતો હોય ત્યારે મારી સંપત્તિ નાશ પામે છે, તથા યજ્ઞ પૂરો થયા બાદ મારી સંપત્તિનો નાશ થઈ ગયો, એવો વિચાર મનમાં આણવો ન જોઈએ. આપણા યજ્ઞમાં સારા-નરસા લોક આવશે. પણ તેમાં જે સત્પુરુષ હોય તેમના પર જ દૃષ્ટિ રાખી આપે યજ્ઞ કરવો અને આપનું ચિત્ત આનંદિત રાખવું.'

"મહાવિજિતના યજ્ઞમાં ગાયો, બકરાં, મેંઢાં ઇત્યાદિ પ્રાણી મારવામાં આવ્યાં નહિ; અને ઝાડો તોડી તેમના યૂપ (યજ્ઞસ્તંભ) કરવામાં આવ્યા નહિ; દર્ભનો ઉપયોગ થયો નહિ; અને દાસોને તથા મજૂરોને જબરદસ્તીથી કામે રોકવામાં આવ્યા નહિ. જેમની ઇચ્છા હતી તેમણે જ કામ કર્યું, અને જેમની ઇચ્છા ન હતી તેમણે તે કર્યું નહિ. ઘી, તેલ, માખણ,

દહીં, મધ અને ગોળ એટલા પદાર્થથી તે યજ્ઞ પરિપૂર્ણ કરવામાં આવ્યો.

"ત્યાર પછી રાષ્ટ્રના શ્રીમંત લોકો ભારે ભારે નજરાણાં લઈ, મહાવિજિત રાજાના દર્શને આવ્યા. તેમને રાજાએ કહ્યું, 'હે ગૃહસ્થો, મને તમારાં નજરાણાંની જરાયે જરૂર નથી. ધાર્મિક કરના રૂપમાં મારી પાસે પુષ્કળ દ્રવ્ય ભેગું થયું છે. તેમાંનું તમારે કાંઈ જોઈતું હોય તો તે ખુશાથી લઈ જાઓ.'

"આ પ્રમાણે રાજાએ તે ધનાઢ્ય લોકોનાં નજરાણાં ન લીધાથી તેમણે તે દ્રવ્ય વડે આંધળાં, લૂલાં, લંગડાં વગેરે અનાથ લોકો માટે મહાવિજિત રાજાની યજ્ઞશાળાની ચારે બાજુએ ધર્મશાળા બાંધી ત્યાં ગરીબગુરબાંઓને દાન આપ્યાં."

બુદ્ધે કહેલી આ યજ્ઞની વાત સાંભળી કૂટદંતની સાથે આવેલા બ્રાહ્મણો બોલી ઊઠયા, "બહુ જ સરસ યજ્ઞ! વાહ, બહુ જ સરસ યજ્ઞ!"

પછી બુદ્ધે કૂટદંત બ્રાહ્મણને પોતાના ધર્મનો વિસ્તારપૂર્વક ઉપદેશ કર્યો. તેનું શ્રવણ કરી કૂટદંત બુદ્ધનો ઉપાસક થયો અને બોલ્યો, "હે ગૌતમ! સાતસો બળદ, સાતસો વાછરડાં, સાતસો વાછરડી, સાતસો બકરાં અને સાતસો મેંઢાં, આ સર્વ પ્રાણીઓને યૂપથી મુક્ત કરું છું. તેમને હું જીવતદાન આપું છું! તાજું ઘાસ ખાઈ અને ઠંડું પાણી પી તેઓ શીતળ હવામાં આનંદથી રહો."

કૂટદંત બ્રાહ્મણે બીજે દિવસે બુદ્ધને પોતાને ઘેર ભિક્ષુસંઘ સહ આમંત્રણ કર્યું અને પોતે પોતાના હાથે સર્વ વ્યવસ્થા કરી બુદ્ધને અને ભિક્ષુસંઘને તૃપ્ત કર્યાં.

## ૧૯

# ભારદ્વાજ ખેડૂત

[ કસિભારદ્વાજસુત્ત—સુત્તનિપાત, વગ્ગ ૧ ]

એક વખતે બુદ્ધગુરુ મગધરાષ્ટ્રમાં એકનાળા નામના બ્રાહ્મણગામમાં રહેતો હતો. તે વેળાએ ભારદ્વાજ બ્રાહ્મણના ખેતરમાં ખેડવાનું કામ ચાલતું હતું. તેણે આ કામમાં પાંચસો હળ રોકેલાં હતાં. એક દિવસ ભારદ્વાજે ખેતર ખેડનારા લોકોને મિજબાની આપી. તે ઉજાણી ચાલતી હતી એવામાં બુદ્ધગુરુ ચીવર ધારણ કરી અને પોતાનું ભિક્ષાપાત્ર હાથમાં લઈ એક બાજુએ ઊભો રહ્યો.

બુદ્ધને ભિક્ષા માટે ઊભો રહેલો જોઈ ભારદ્વાજ બોલ્યો, "હે શ્રમણ! હું ખેડું છું, વાવું છું અને મારો નિર્વાહ કરું છું, તે પ્રમાણે તુંયે ખેતી કરી તારો નિર્વાહ કર, ભિક્ષા શા માટે માગે છે?"

બુદ્ધે જવાબ આપ્યો, "હું પણ ખેતી પર જ મારો નિર્વાહ કરું છું."

બ્રાહ્મણે કહ્યું, "વાહ! તું પોતાને ખેડૂત કહેવડાવે છે, પણ તારાં ઓજારો તો દેખાતાં નથી, એ કેવું? તારી ખેતી વળી કેવા પ્રકારની છે તે કહે જોઈએ."

બુદ્ધ બોલ્યો, "શ્રદ્ધા એ બી છે, તેના ઉપર સદાચરણની વૃષ્ટિ થાય છે. પ્રજ્ઞા એ મારું હળ છે, અને પાપ કરવામાં રહેલી શરમ એ તે હળનો વચલો દાંડો છે. મનરૂપી દોરાથી એ હળ બાંધેલું છે. સ્મૃતિ એ મારા હળનું ફળ અને એ જ મારો ચાબુક છે. સત્ય એ મારું નીંદણ છે, અને શાંતિ એ

મારી વિશ્રાંતિ છે. મારો ઉત્સાહ એ જ મારા બળદ છે. મારી આ ખેડ નિર્વાણની દિશામાં ખેડાઈ રહી છે. આ પ્રમાણે કરેલી ખેતી, હે ભારદ્વાજ! અમૃતફળ આપનારી થાય છે. આવા પ્રકારની ખેતી કરનારો મનુષ્ય સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે." આ બોલવું સાંભળી ભારદ્વાજ બ્રાહ્મણ મોટી થાળીમાં દૂધની ખીર લાવ્યો અને બોલ્યો, "ભો ગૌતમ! આ ખીર આપ આરોગો. ભારેમાં ભારે ફળ આપનારી ખેતીના કરનારા આપ ખેડૂત છો!"

બુદ્ધ બોલ્યો, "મેં આજ તારી સાથે મને ભિક્ષા આપવા સંબંધે સંવાદ કીધો છે, માટે આજ આ ભિક્ષા સ્વીકારવી મારે માટે યોગ્ય નથી. તું બીજા કોઈ પણ સત્પુરુષને આનંદથી સંતુષ્ટ કર. કેમકે સાધુસંત એ પુણ્યનાં ખેતરો જ છે."

## ૨૦

# ગુસ્સે થનાર ભારદ્વાજ

[ અક્કોસક ભારદ્વાજસુત્ત—સંયુત્ત૦ બ્રાહ્મણસંયુત્ત વગ્ગ ૧ ]

એક સમયે બુદ્ધગુરુ રાજગૃહમાંના વેણુવન વિહારમાં રહેતો હતો. પોતાના ગોત્રમાંનો એક બ્રાહ્મણ બુદ્ધનો શિષ્ય થયો, એ સમાચાર સાંભળી આક્રોશક ભારદ્વાજને બહુ ક્રોધ આવ્યો; અને વેણુવનમાં આવી તેણે બુદ્ધ પર ગાળોનો વરસાદ વરસાવ્યો. બુદ્ધે કાંઈ પણ જવાબ ન આપ્યાથી ભારદ્વાજ થોડીક વારમાં શાંત થયો. ત્યારે બુદ્ધે તેને કહ્યું કે, "હે બ્રાહ્મણ! તારે ઘેર કદી પણ પરોણા આવે છે ખરા?"

ભારદ્વાજે જવાબ આપ્યો, "હા, મારાં સગાંવહાલાં કદી કદી મારે ઘેર આવે છે."

"અને તેમને તું ખાવાપીવાની સામગ્રી આપે છે ને?"

"હા. મારે ઘેર આવેલા પરોણાનો યોગ્ય આદરસત્કાર કરી હું તેમને ખાવાપીવાની સામગ્રી આપું છું."

"પણ હે બ્રાહ્મણ! જો તારા પરોણા તારી આપેલી વસ્તુઓ ન સ્વીકારે, તો તે વસ્તુઓનું શું થાય છે?"

"હે ગૌતમ! આ તું શું પૂછે છે? મેં આપેલી વસ્તુઓ મારા પરોણાને ગમે નહિ તો તે મને પાછી મળે એ દેખીતું જ છે!"

"હે બ્રાહ્મણ! તે જ પ્રમાણે તેં જે આ ગાળોની ભેટ મારે માટે આણી, તેનો મેં સ્વીકાર કર્યો નથી. મેં જો તારા ઉપર ગુસ્સો કર્યો હોત કે તને સામે ગાળો આપી હોત,

તો તારી ભેટનો મે અંગીકાર કર્યો એમ કહેવું પડત. પણ હું કાંઈ પણ બોલ્યા વિના ગુપચુપ બેસી રહ્યો, એટલે તેનો મેં અંગીકાર કર્યો નથી. હવે, તારી આ ભેટ તારી પાસે જ રહી છે."

બ્રાહ્મણ બોલ્યો, "આપ મોટા સંત છો એવી આપની સર્વત્ર ખ્યાતિ ફેલાઈ છે; પણ આપ ગુસ્સો કરો છો એ કેવું?"

બુદ્ધે ઉત્તર આપ્યો, "હે બ્રાહ્મણ! હું ગુસ્સે થયો નથી એ તો ઉઘાડું જ છે. ગુસ્સે થનાર ઉપર જે સામો ગુસ્સો કરે છે તેનું પોતાનું જ તેથી અહિત થાય છે, પણ જે કોઈ સામો માણસ ગુસ્સે થવા છતાં પોતે ક્રોધે ભરાતો નથી, તે એક મોટી લડાઈ જીતે છે એમ કહી શકાય. પ્રતિપક્ષી ગુસ્સે થયો છે એવું જોઈ, જે અત્યંત વિવેકથી શાન્ત થાય છે તે પોતાનું અને પારકાનું હિત સાધે છે. સદ્ધર્મનું જેમને જ્ઞાન નથી એવા મૂર્ખ લોકો પોતાનો અને પારકાનો રોગ સારો કરનાર આ મનુષ્યને મૂર્ખ સમજે છે!"

આ કથન સાંભળી આક્રોશક ભારદ્વાજ બુદ્ધને શરણે ગયો, અને ભિક્ષુ થઈ કેટલેક કાળે અર્હંતપદને પામ્યો.

૨૧

# ખોટું ન બોલવા વિષે રાહુલને ઉપદેશ

[અંબલટ્ઠિક-રાહુલોવાદસુત્ત—મજ્ઝિમ૦ પણ્ણાસક ૨, વગ્ગ ૨]

કોઈ એક સમયે બુદ્ધગુરુ રાજગૃહમાંના વેણુવનમાં રહેતો હતો. તે વેળાએ આયુષ્માન રાહુલ રાજગૃહ પાસે અમ્બલટ્ઠિકા નામના સ્થળમાં રહેતો હતો. એક દિવસ સંધ્યાકાળે બુદ્ધગુરુ રાહુલ હતો તે ઠેકાણે ગયો. રાહુલે તેને દૂરથી જોઈ આસન બિછાવ્યું અને ચરણ ધોવાને પાણી લાવી રાખ્યું. બુદ્ધગુરુને આસન પર બેસાડી ચરણ ધોયા. રાહુલ તેને નમસ્કાર કરી એક બાજુએ બેઠો.

બુદ્ધે પગ ધોવાના પાત્રમાં થોડુંક પાણી બાકી રાખ્યું, અને રાહુલને પૂછ્યું, "રાહુલ! આ અત્યંત અલ્પજળ તું જુએ છે કે!"

"હા, ભદંત," રાહુલે ઉત્તર આપ્યો.

"રાહુલ, જેને ખોટું બોલતાં શરમ આવતી નથી, તે માણસનું શ્રામણ્ય (શ્રમણપણું) આ પાણી પ્રમાણે ક્ષુલ્લક સમજવું જોઈએ."

પછી બુદ્ધે તે પાણી ફેંકી દીધું અને બોલ્યો, "રાહુલ! જેને ખોટું બોલતાં લાજ આવતી નથી તેનું શ્રામણ્ય આ પાણી પ્રમાણે ત્યાજ્ય છે!"

પછી બુદ્ધ તે વાસણ ઊંધું પાડી બોલ્યો, "જેને ખોટું બોલતાં શરમ લાગતી નથી તેનું શ્રામણ્ય આ વાસણ પ્રમાણે ઊંધું થઈ ગયું છે, એમ સમજવું!"

તે વાસણ ફરી છતું કરી બુદ્ધે કહ્યું, “ રાહુલ ! આ ખાલી થયેલું વાસણ તું જુએ છે ને ? જેને ખોટું બોલવાની શરમ આવતી નથી, તેનું શ્રામણ્ય આ વાસણ પ્રમાણે ખાલી — નકામું — સમજવું !

“ રાહુલ ! લડાઈ માટે સજ્જ કરેલો એકાદ રાજાનો હાથી પોતાના સર્વ અવયવોથી લડાઈ કરે છે, પણ સૂંઢ માત્ર રાખી મૂકે તો એમ કહી શકાય કે આ હાથીએ પોતાનું જીવિત ધણીના કાર્ય માટે આપ્યું નથી. પરંતુ તે જ હાથી જો લડાઈમાં સૂંઢનો પૂર્ણપણે ઉપયોગ કરવા માંડે તો રાજકાર્યને તેણે પોતાનું આખું જીવિત અર્પણ કર્યું છે, એમ કહેવું પડે. તે જ પ્રમાણે જેને ખોટું બોલતાં લાજ આવતી નથી, તેને કોઈ પણ પાપ કરતાં લાજ આવશે નહિ, * એમ હું કહું છું, માટે હે રાહુલ ! મશ્કરીની ખાતર પણ હું ખોટું બોલીશ નહિ, એવો તું નિશ્ચય કર.

“ રાહુલ ! આરસાનો ઉપયોગ શો ? ”

“ પ્રત્યવેક્ષણ કરવા માટે આરસાનો ઉપયોગ થાય છે,” રાહુલે ઉત્તર આપ્યો.

“ તે જ પ્રમાણે, રાહુલ ! પ્રથમ પોતાના મનની સાથે પ્રત્યવેક્ષણ કરી પછી તું કર્મ કરતો જા. કાયા, વાચા અને મનથી એકાદ કર્મ કરવાનો જ્યારે તું આરંભ કરે, ત્યારે પ્રથમ તું તે કર્મનું પ્રત્યવેક્ષણ કર અને તેમ કરવાથી જો તે કર્મ

---

* જેમ હાથીએ સૂંઢ રાખીને બાકીનાં અંગો વાપરી નાંખ્યાં તેમ આ માણસે અસત્યને રાખી બાકીનાં પાપો ફેંકી દીધાં. પણ અસત્ય એ સૂંઢની જેમ મુખ્ય પાપ હોઈ તેને રાખી બીજાં પાપોને ફેંકી દેવાં એ નિરર્થક છે. વળી સૂંઢને રાખી મૂકવાથી જેમ યુદ્ધમાં હાથીને જય ન મળે તેમ અસત્યને રાખી મૂકવાથી માણસને પરમાર્થ-સંગ્રામમાં જય નહિ મળે.

આત્મપરહિતને આડે આવનારૂં તને જણાય, તો તેનો તું એકદમ ત્યાગ કર. પણ તે જ કર્મ આત્મપરહિત સાધનારું અને સુખકારક પરિણામ લાવનારું તને જણાય તો તેનો તું અંગીકાર કર. કર્મ કરતાં પણ તેનું પ્રત્યવેક્ષણ કરવું જોઈએ અને કર્મ આત્મપરહિતબાધક જણાય તો અધવચમાં જ તેને છોડી દેવું, પણ તે કર્મ સારું જણાય તો આગળ ચાલુ રાખવું. વળી રાહુલ! કોઈ પણ કર્મ કર્યા પછી પણ તારે એનું પ્રત્યવેક્ષણ કરવું. તે કર્મ ખરાબ હતું, આત્મપરહિતને વિઘ્ન કરનારું હતું અને દુઃખપરિણામી હતું એમ જણાઈ આવતાં, તથાગત પાસે કે વિદ્વાન ભિક્ષુ પાસે જઈ તારે તેનો પશ્ચાત્તાપ કરવો અને તે દિવસથી ફરી તે કરવું નહિ. પણ પોતાને હાથે થયેલું કર્મ જો તને આત્મપરહિતસાધક હોઈ સુખપરિણામી હતું એમ જણાઈ આવે, તો મુદિત (આનંદિત) અંતઃકરણથી તે કર્મનો તારે ફરી ફરી અભ્યાસ કરવો.

"હે રાહુલ! અતીત કાળમાં જે સાધુસંતોએ પોતાનાં કાયિક, વાચિક અને માનસિક કર્મો પરિશુદ્ધ કર્યાં, તે તેમણે પ્રત્યવેક્ષણથી જ કર્યાં. ભવિષ્યકાળમાં જે સાધુસંતો પોતાનાં કર્મો પરિશુદ્ધ કરશે, તે પણ આ પ્રત્યવેક્ષણની મદદથી જ; તેમ જ વર્તમાનકાળમાં સાધુસંતો પોતાનાં કર્મો પરિશુદ્ધ કરે છે, તે પણ આ પ્રત્યવેક્ષણ વડે જ કરે છે. અર્થાત્ હે રાહુલ! ફરી ફરી પ્રત્યવેક્ષણ કરતાં કરતાં તું કાયિક, વાચિક અને માનસિક કર્મો શુદ્ધ કરતાં શીખ."

આ પ્રમાણે બુદ્ધ બોલી રહ્યો તે પછી રાહુલે તેનો ઉપદેશ માન્ય કરી તેને વંદન કર્યું.

## ૨૨

# ભિક્ષુએ કદી પણ ગુસ્સો કરવો ન જોઈએ

[ કકચૂપમસુત્ત—મજ્ઝિમ૦ પણ્ણાસક ૧, વગ્ગ ૩ ]

મોલિય ફલ્ગુન નામના એક ભિક્ષુની અને કેટલીક ભિક્ષુણીઓની મૈત્રી હતી. તે ભિક્ષુણીઓ સંબંધે જો કોઈ ખરાબ શબ્દ બોલતું, તો ફલ્ગુનને ખૂબ ગુસ્સો આવતો અને એકદમ તે તેને મારવા દોડતો. આ સમાચાર બુદ્ધને કાને પડતાં જ તેણે ફલ્ગુનને બોલાવી કહ્યું, "હે ફલ્ગુન! તું કેટલીક ભિક્ષુણી સંબંધે કોઈ ખરાબ શબ્દ બોલતાં તેના પર ગુસ્સે થાય છે અને લડવાને તૈયાર થાય છે એ વાત શું ખરી છે?"

"હા ભદંત," ફલ્ગુને ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યો, "હે ફલ્ગુન! તું કુલીન મનુષ્ય છે અને શ્રદ્ધાપૂર્વક ભિક્ષુ થયો છે. એવું હોવા છતાં હજી તારા પ્રાપંચિક સંસ્કારો ગયા નથી એ આશ્ચર્ય નથી શું? હે ફલ્ગુન! તે ભિક્ષુણીઓને જ નહિ પણ તને સુધ્ધાં કોઈએ ગાળો ભાંડી હોય, તેમના જ નહિ, પણ તારા પોતાના ગાલ પર સુધ્ધાં તમાચા માર્યા હોય, કે પથ્થર અને શસ્ત્રથી તેમના નહિ, પણ તારા શરીર પર સુધ્ધાં પ્રહાર કર્યા હોય, તોયે તારું ચિત્ત વિકારવશ થાય નહિ, તારા મુખમાંથી ભૂંડા શબ્દો નીકળે નહિ, તારા મનમાં તે વેળાએ તારા શત્રુ પર અનુકંપા અને મૈત્રી રહે, અને ક્રોધ આવે નહિ, એ માટે તારે સાવચેતી રાખવી જોઈએ."

ત્યાર પછી બુદ્ધગુરુ ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યો, "હે ભિક્ષુઓ! એવો એક સમય હતો કે જે સમયે ભિક્ષુ મારા

કહેવા પ્રમાણે ચાલવામાં કસૂર કરતા નહિ. હું તેમને કહેતો કે હું દિવસમાં એક જ વખત જમું છું અને તેથી કરીને મને ઘણુંખરું રોગનો ઉપદ્રવ થતો નથી, મારાં અંગોમાં હોશિયારી રહે છે, બળ રહે છે, અને હું સુખથી રહું છું, તે જ પ્રમાણે તમેયે દિવસમાં એક જ વાર જમતા જાઓ અને તેથી કરીને નીરોગી, હોશિયાર અને બળવાન થઈ સુખેથી રહો. તે ભિક્ષુઓને મારે પુષ્કળ ઉપદેશ કરવો પડતો નહિ, કેવળ તેમના કર્તવ્યનું સ્મરણ કરાવવું પડતું. જેમ કેળવેલા ઉત્તમ ઘોડા સીધા માર્ગ પર રથ ખેંચી જતાં ચાબુકની અપેક્ષા રાખતા નથી તે પ્રમાણે તે ભિક્ષુઓને અનુશાસન કરવું પડતું નહિ.

"ભિક્ષુઓ! તમે પણ તે ભિક્ષુઓ પ્રમાણે અશુભધર્મ છોડીને શુભધર્મનો અભ્યાસ કરો. ગામ કે નગરની બહાર શાલવૃક્ષોનું કોઈ જંગલ વધી ગયું હોય અને કોઈ મનુષ્ય તેની સુધારણા કરવા માટે તેની આસપાસનાં કાંટાવાળાં તેમ જ વાંકાંચૂકાં ઝાડો કાઢી નાખી જંગલને સાફ કરે તો શાલવૃક્ષોની ઘણી જ અભિવૃદ્ધિ થાય, તે જ પ્રમાણે હે ભિક્ષુઓ! તમારા અંતઃકરણમાંની અશુભ મનોવૃત્તિઓ નિર્મૂળ કરી, કુશલ મનોવૃત્તિઓની વૃદ્ધિ કરો. તેથી કરીને આ મારા ધર્મમાં તમારી ઉન્નતિ થશે.

"હે ભિક્ષુઓ! પ્રાચીન કાળમાં આ શ્રાવસ્તીમાં વૈદેહિકા નામની એક કુલીન સ્ત્રી રહેતી હતી. તે અત્યંત શાંત અને નમ્ર હોવા માટે પ્રખ્યાત હતી. તેની પાસે કાળી નામની એક દાસી હતી. તેના મનમાં એક વાર એવો સવાલ ઊઠ્યો કે, 'મારી શેઠાણી ખરેખર જ શાંત છે, કે હું બધાં કામો વખતસર કરું છું તેથી તેને મારા પર ગુસ્સે થવાનો કદી પ્રસંગ જ આવતો નથી?'

"એક દિવસ પોતાની શેઠાણીની પરીક્ષા કરવાને કાળી દાસી જરા મોડી ઊઠી. આથી વૈદેહિકાએ ભવાં ચડાવી કાળીને કહ્યું, 'કેમ રે કાળી! આજ શા માટે મોડી ઊઠી?'

"'કાંઈ નહિ બાસાહેબ! સહેજ મોડું થઈ ગયું,' કાળીએ ઉત્તર આપ્યો.

"'કાંઈ નહિ! અમથી જ મોડી ઊઠી? તું તો સાવ નકામી છે.' વૈદેહિકા કાળી તરફ ઘૂરકવા લાગી.

"'હં હં, શેઠાણીને ગુસ્સો તો ખૂબ આવે છે! પણ આડોશીપાડોશીને માત્ર તે પોતાનું ખરું સ્વરૂપ દેખાડતી નથી!' કાળીએ મનમાં જ ઉદ્‌ગાર કાઢ્યા.

"વળી કેટલાક દિવસ વીત્યા પછી પોતાની શેઠાણીની પૂરી પરીક્ષા કરવા માટે કાળી દાસી વધારે મોડી ઊઠી. આથી વૈદેહિકા રાતીપીળી થઈ ગઈ અને બારણાનો નકૂચો કાઢી તેના કપાળમાં માર્યો. કાળીના માથામાંથી લોહીની ધાર વહેવા લાગી. તેણે રસ્તા પર જઈ મોટા રાગડા કાઢવા માંડ્યા. આથી આડોશીપાડોશી લોકો તેની આસપાસ ભેગા થયા અને તેનું કપાળ કેમ ફૂટ્યું એ વિષે પૂછપરછ કરવા લાગ્યા.

"કાળી બોલી, 'આ અમારાં શાંત અને નમ્ર શેઠાણીનું પરાક્રમ છે. આખા ઘરમાં હું એકલી જ દાસી અને ઊઠતાં જરા મોડું થયું, એટલે એમણે બારણાનો નકૂચો કાઢી મારા કપાળમાં માર્યો!'

"તે દિવસથી વૈદેહિકા ઘણી દુષ્ટ અને ગરમ સ્વભાવની છે એવી તેની અપકીર્તિ થઈ.

"આ પ્રમાણે, હે ભિક્ષુઓ! જ્યાં સુધી પોતાની વિરુદ્ધ ખરાબ શબ્દો કોઈ પણ ભિક્ષુના કાન પર પડતા નથી, ત્યાં સુધી તે શાંત અને નમ્ર હોય છે. પણ જ્યારે ખરાબ શબ્દો સાંભળવાનો પ્રસંગ આવે છે, ત્યારે તે શાંત અને

નમ્ર છે કે નહિ એની પરીક્ષા કરી શકાય છે. જે અન્નવસ્ત્ર મેળવવા ખાતર શાંત કે નમ્ર રહે છે, તેને હું શાંત કે નમ્ર કહેતો નથી. પરંતુ જે ધર્મના ગૌરવથી ધર્મને પૂજ્ય માનીને શાંત થાય છે, તે જ ખરો શાંત ગણાય; અને તે જ ખરો નમ્ર હોઈ શકે.

"હે ભિક્ષુઓ! કોઈ યોગ્ય વેળાએ બોલે છે, તો કોઈ અયોગ્ય વેળાએ બોલે છે; કોઈ બનેલી વાત કહે છે તો કોઈ ન બનેલી વાત કહે છે; કોઈ મધુર બોલે છે તો કોઈ કટુ બોલે છે; કોઈ હિત માટે બોલે છે તો કોઈ અહિત માટે બોલે છે; કોઈ મિત્રભાવે બોલે છે તો બીજો કોઈ દ્વેષબુદ્ધિથી બોલે છે. આ સર્વ પ્રસંગે હે ભિક્ષુઓ! તમારું ચિત્ત વિકારવશ થાય નહિ, તમારા મુખમાંથી ભૂંડા શબ્દો નીકળે નહિ, તમારા અંતઃકરણમાં દયા અને મૈત્રી વસે, દ્વેષ રહે નહિ, અને જે મનુષ્ય પોતાની વિરુદ્ધ બોલ્યો હોય તેને આધાર બનાવી અખિલ જગત પર તમે મૈત્રીની ભાવના કરી શકો, એવો તમારે અભ્યાસ કરવો જોઈએ.

"હે ભિક્ષુઓ! કોઈ મનુષ્ય ટોપલી અને કોદાળી લઈ કહે કે, 'આ સર્વ પૃથ્વી હું ખોદી નાંખીશ!' બીજો કોઈ લાક્ષારસ, હરિદ્રારસ, કે મંજિષ્ઠારસ લઈ કહે કે, 'આ આકાશ હું રંગી નાંખીશ!' ત્રીજો કોઈ ઘાસની પૂળી સળગાવી કહે કે, 'આ ગંગા નદીને હું ઉકાળી નાખીશ!' આ સર્વ મનુષ્યના પ્રયત્નોની પૃથ્વી, આકાશ કે ગંગા નદી પર કાંઈ જ અસર થનાર નથી; તે પ્રમાણે બીજા લોકોના બોલવાની તમારા અંતઃકરણ ઉપર જરાયે ખરાબ અસર થવી જોઈએ નહિ.

"હે ભિક્ષુઓ! જો લૂંટારુઓ આવીને કરવતથી કોઈ ભિક્ષુના અવયવ કાપવાની શરૂઆત કરે, અને તે પ્રસંગે તે ભિક્ષુ જો ચિડાય, તો તેને મારો ખરો અનુયાયી ગણી શકાય

નહિ. એવે પ્રસંગે પણ હે ભિક્ષુઓ! તમને ચીડ આવે નહિ, તમારા મુખમાંથી ખરાબ શબ્દો નીકળે નહિ, તમારા અંતઃકરણમાં દયા અને મૈત્રી રહે, તથા તમારા શત્રુને આધાર તરીકે રાખીને તમે આખા જગત પર નિઃસીમ મૈત્રીની ભાવના કરી શકો એવી હમેશાં સાવચેતી રાખો.

"ઓ ભિક્ષુઓ! આ મારા ઉપદેશને તમે ક્રકચોપમ (કરવત જેવો) ઉપદેશ કહેજો. અને તેનું ફરી ફરી મનન કરજો. શું એવો કોઈ પણ મોટો કે નાનો ખરાબ શબ્દ છે કે જે તમારાથી સહન ન થઈ શકે?"

બુદ્ધગુરુના આ ઉપદેશનું ભિક્ષુઓએ પ્રસન્ન ચિત્તથી અભિનંદન કર્યું.

## ૨૩

# ચાર સ્મૃત્યુપસ્થાનો (જાગૃતિનાં સાધનો)

[ સતિપટ્ઠાનસુત્ત — મજ્ઝિમ૦ પણ્ણાસક ૧, વગ્ગ ૧ ]

એક સમયે બુદ્ધગુરુ કુરુરાષ્ટ્રમાં કમ્માસદમ્મ ( કલ્માષદમ્ય ) નામના શહેરમાં રહેતો હતો. ત્યાં તે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યો કે, "હે ભિક્ષુઓ! મનુષ્યપ્રાણીની શુદ્ધિ થવા માટે, શોક અને ખેદની પાર જવા માટે, દુઃખ અને દૌર્મનસ્યનો નાશ કરવા માટે, સન્માર્ગ મેળવવા માટે અને નિર્વાણનો અનુભવ લેવા માટે ચાર સ્મૃત્યુપસ્થાનો એ જ માત્ર ખરો માર્ગ છે. પોતાના દેહનું યથાર્થ રીતે અવલોકન કરવું, વેદનાનું યથાર્થ રીતે અવલોકન કરવું, ચિત્તનું યથાર્થ રીતે અવલોકન કરવું અને મનોવૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરવું, એ ચાર સ્મૃત્યુપસ્થાનો છે.

"હે ભિક્ષુઓ! કોઈ ભિક્ષુ અરણ્યમાં ઝાડ નીચે કે એકાન્તમાં પલાંઠી વાળી અને ડોકથી કમ્મર સુધીનો ભાગ ટટ્ટાર રાખી બેસે છે તે જાગૃત અંતઃકરણથી શ્વાસ અંદર લે છે અને જાગૃત અંતઃકરણથી શ્વાસ બહાર કાઢે છે; પોતાના આશ્વાસ અને પ્રશ્વાસ દીર્ઘ છે કે હ્રસ્વ છે તેની તેને પૂર્ણ સ્મૃતિ હોય છે; આખા શરીર વિષે જાગૃતિ રાખી આશ્વાસ-પ્રશ્વાસ કરવાનો તે અભ્યાસ કરે છે. કાયસંસ્કાર શાંત કરીને આશ્વાસપ્રશ્વાસ કરવાનો તે અભ્યાસ કરે છે. જેમ એકાદ હોશિયાર ખરાદી (સંઘાડિયો) કે તેનો હોશિયાર મદદનીશ પોતે દોરી જોરથી કે ધીમેથી ખેંચે છે તે સારી રીતે સમજે છે, તેમ જ આ ભિક્ષુ પોતે લાંબા કે ટૂંકા આશ્વાસપ્રશ્વાસ

કરે છે તે તે સારી રીતે જાણે છે. આ પ્રમાણે તે પોતાના દેહનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"તે જતી વખતે જાઉં છું એવું સ્મરણ રાખે છે, ઊભો હોય છે ત્યારે ઊભો છું એવું સ્મરણ રાખે છે, બેઠો હોય છે ત્યારે બેઠો છું એવું સ્મરણ રાખે છે, પથારી પર પડ્યો હોય છે ત્યારે પથારી પર પડ્યો છું એવું સ્મરણ રાખે છે; દેહની સર્વ ક્રિયાનું તેને જ્ઞાન હોય છે. આ પ્રમાણે તે પોતાના દેહનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"વળી તે પોતાના દેહનું પગથી કેશ સુધી અવલોકન કરે છે. આ દેહમાં કેશ, લોમ, નખ, દાંત, ત્વચા, માંસ, સ્નાયુ, અસ્થિ, અસ્થિમજ્જા, મૂત્રાશય, હૃદય, કાળજું, કોથળી, બરોળ, ફેફસાં, આંતરડાં, આંતરડાંની દોરી, કોઠામાંના પદાર્થ, વિષ્ટા, પિત્ત, શ્લેષ્મ, પરુ. રક્ત, સ્વેદ, મેદ, અશ્રુ, ચરબી, થૂંકચીક અને મૂત્ર એ પદાર્થો છે. એકાદ ટોપલીમાં જુદાં જુદાં ધાન્યો ભર્યાં હોય તો તે ટોપલી ઠાલવી નાંખી કોઈ દેખતો માણસ તે જુદાં જુદાં કરી શકશે કે આ મગ, આ ચોખા, આ અડદ, આ તલ વગેરે. તે જ પ્રમાણે એ (યોગી) આ કેશ, આ લોમ, ઇત્યાદિ પોતાના દેહમાંના અપવિત્ર પદાર્થોનું અવલોકન કરે છે.

"તે સ્મશાનમાં જઈ, ત્યાં પડેલાં જુદા જુદા પ્રકારનાં મુડદાં જુએ છે. કોઈ મુડદું સૂજીને મોટું થયેલું હોય છે, કોઈ કાગડા, કૂતરાં વગેરે પ્રાણીઓએ ખાઈ ને છિન્નભિન્ન કર્યું હોય છે, તો કોઈનાં અસ્થિ જ બાકી રહ્યાં હોય છે. આવાં મુડદાં તરફ જોઈ તે એવો વિચાર કરે છે કે, 'મારો દેહ સુધ્ધાં આવી સ્થિતિએ જ પહોંચવાનો છે! આ સ્થિતિથી મારો દેહ મુક્ત થવો શક્ય નથી.' આ દેહ ઉત્પન્ન થઈ નાશ પામે છે એનું તે સ્મરણ રાખે છે; દેહ આવો છે એનું એ સ્મરણ રાખે છે. તે અનાસક્ત થાય છે, જગતમાં કોઈ પણ વસ્તુની તે

આસક્તિ રાખતો નથી. આ પ્રમાણે તે પોતાના દેહનું યથાર્થપણે અવલોકન કરે છે.

"હે ભિક્ષુઓ! કોઈ ભિક્ષુ પોતાની વેદનાઓનું અવલોકન કરે છે. તે સુખકારક વેદના અનુભવતો હોય તો તે સમજે છે કે પોતે સુખકારક વેદના અનુભવે છે, અને તે દુઃખકારક વેદના અનુભવતો હોય તો તેયે સમજે છે કે પોતે દુઃખકારક વેદના અનુભવી રહ્યો છે; તે સુખદુઃખથી રહિત વેદના અનુભવતો હોય તો તે સમજે છે કે પોતે સુખદુઃખથી રહિત વેદના અનુભવી રહ્યો છે. તે આ વેદના લોભથી અનુભવે છે, કે અલોભથી અનુભવે છે, એનું તેને સ્મરણ હોય છે. આ પ્રમાણે તે આધ્યાત્મિક કિંવા બાહ્ય વેદનાનું યથાર્થ રીતે અવલોકન કરે છે. વેદના ઉત્પન્ન થઈ વિનાશ પામે છે એ તે જુએ છે. પોતાના અંગમાં વેદના છે એનું એને સ્મરણ હોય છે. સ્મૃતિ અને જ્ઞાન મેળવવાને તે અનાસક્ત થાય છે. આ લોકમાં કશાનીયે આસક્તિ રાખતો નથી. આ પ્રમાણે ભિક્ષુ વેદનાઓનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"હે ભિક્ષુઓ! કોઈ ભિક્ષુ પોતાના ચિત્તનું યથાર્થ રીતે અવલોકન કરે છે. પોતાનું ચિત્ત સકામ છે કે નિષ્કામ, સદ્વેષ છે કે વિગતદ્વેષ છે, સમોહ છે કે વીતમોહ છે, સંક્ષિપ્ત છે કે વિક્ષિપ્ત છે, સમાહિત છે કે અસમાહિત છે, વિમુક્ત છે કે અવિમુક્ત છે, ઇત્યાદિ સર્વ તે જાણે છે. આ પ્રમાણે પોતાના કે પારકાના ચિત્તનું તેને જ્ઞાન થાય છે. ચિત્ત ચંચલ છે એ તે જાણે છે. ચિત્ત એવું કાંઈક છે એની તેને સ્મૃતિ હોય છે. કેવળ સ્મૃતિ અને જ્ઞાન મેળવવા માટે તે કોઈ પણ પદાર્થમાં આસક્તિ રાખ્યા વિના વર્તન કરે છે. આ પ્રમાણે ભિક્ષુ ચિત્તનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"હે ભિક્ષુઓ! કોઈ ભિક્ષુ પોતાની મનોવૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરે છે. તે કામવિકાર, દ્વેષબુદ્ધિ, આળસ,

અસ્વસ્થતા અને સંશય એ પાંચ જ્ઞાનનાં આવરણો પોતાના અંતઃકરણમાં છે કે નહિ, એ બરાબર તપાસે છે. આ આવરણની ઉત્પત્તિ કેમ થાય છે, તે ઉત્પન્ન થતાં તેમનો વિનાશ શી રીતે કરાય છે, અને ફરી તે ઉત્પન્ન ન થાય તે માટે શો ઉપાય છે, એ સર્વ તે જાણે છે. આ પ્રમાણે આ પાંચ મનોવૃત્તિનું તે યથાર્થ રીતે અવલોકન કરે છે.

"વળી, તે પંચસ્કંધનું યથાર્થ રીતે અવલોકન કરે છે. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન આ પાંચ સ્કંધોનો ઉદય અને અસ્ત કેમ થાય છે એ તે જાણે છે. આ પ્રમાણે આભ્યંતર કે બાહ્ય સ્કંધોનું તે યથાર્થ રીતે અવલોકન કરે છે.

"વળી તે ચક્ષુ, રૂપ ઇત્યાદિ આભ્યંતર અને બાહ્ય આયતનોનું યથાર્થ રીતે અવલોકન કરે છે. ચક્ષુ અને રૂપ, કર્ણ અને શબ્દ, નાસા અને ગંધ, ત્વચા અને સ્પર્શ, મન અને મનોવૃત્તિ એમના સંયોગથી કયાં કયાં સંયોજનો ઉત્પન્ન થાય છે, એમનાથી ઉત્પન્ન થયેલાં સંયોજનોનો નાશ કેમ થાય છે, અને ફરી સંયોજનો ઉત્પન્ન ન થવાના ઉપાય શા, એ તે જાણે છે.

"વળી, તે સાત બોધ્યંગોનું યથાર્થ રીતે અવલોકન કરે છે. સ્મૃતિ, ધર્મપ્રવિચય, વીર્ય, પ્રીતિ, પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ સાત ધર્મો પોતાના અંતઃકરણમાં છે કે નહિ એ તે જાણે છે. ન હોય એવાં સંબોધ્યંગોને કેવી રીતે ઉત્પન્ન કરી શકાય અને ઉત્પન્ન થયેલાં સંબોધ્યંગોને ભાવના દ્વારા પૂર્ણતાએ કેમ પહોંચાડવાં, એ તે જાણે છે. આ પ્રમાણે તે આભ્યંતર અને બાહ્ય મનોવૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"આ સિવાય તે ચાર આર્યસત્યોનું યથાર્થ રીતે અવલોકન કરે છે. આ દુઃખ છે, આ દુઃખનો સમુદય છે, આ દુઃખનો નિરોધ છે, અને આ દુઃખનિરોધનો માર્ગ છે,

એ તે યથાર્થ રીતે જાણે છે. આ પ્રમાણે તે આભ્યંતર અને બાહ્ય વૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"હે ભિક્ષુઓ! આ ચાર સ્મૃત્યુપસ્થાનોની ઉપર કહ્યા પ્રમાણે સાત વર્ષ સુધી ભાવના કરતાં ભિક્ષુને અર્હત્પદની પ્રાપ્તિ થશે; કાંઈ નહિ તો તે અનાગામી તો થશે જ. (આ લોકમાં તેને જન્મ ધારણ કરવો પડશે નહિ.)

"ભિક્ષુજનો! સાત વર્ષ તો જવા દો, પણ જો કોઈ આ સ્મૃત્યુપસ્થાનોનું ભારે લાગણીપૂર્વક પાંચ–ચાર–ત્રણ–બે–એક વર્ષ, સાત માસ, સાત દિવસ યથાર્થ રીતે ચિંતન કરશે, તો તેને અર્હત્પદની પ્રાપ્તિ થશે; કાંઈ નહિ તો તે અનાગામી તો થશે જ!"

બુદ્ધ ભગવાનના આ ઉપદેશનું ભિક્ષુઓએ મુદિત અંતઃકરણથી અભિનંદન કર્યું.

૨૪

# વિષયોની મીઠાશ, વિષયોથી દુઃખ અને તેઓમાંથી મુક્તિ

[ મહાદુક્ખક્ખન્ધસુત્ત — મજ્ઝિમ૦ પણ્ણાસક ૧, વગ્ગ ૨ ]

એક સમયે બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં રહેતો હતો, ત્યારે તેણે ભિક્ષુઓને બોલાવી કહ્યું કે, " હે ભિક્ષુઓ ! વિષયોની મીઠાશ એટલે શું ? આંખને ગમતાં રૂપો, કાનને ગમતા શબ્દો, નાકને ગમતી સુગંધ, જીભને ગમતો રસ અને ત્વચાને ગમતો મૃદુ સ્પર્શ, આ પંચેન્દ્રિયના વિષયથી મનુષ્યને જે સુખ થાય છે, તેને જ હું વિષયોની મીઠાશ કહું છું.

" પણ હે ભિક્ષુઓ ! આ વિષયોમાં દોષ શો ? કોઈ તરુણ માણસ કારકુની કરીને, વ્યાપાર કરીને, ખેતી કરીને, કે સરકારી નોકરી કરીને, પોતાનો નિર્વાહ કરે છે. પોતાના ધંધાને લીધે તેને અત્યંત કષ્ટ સહન કરવું પડે છે, તોપણ વિષયોપભોગની વસ્તુ મેળવવા માટે તે રાતદિવસ પ્રયત્ન કરે છે. આટલી મહેનત કરવા છતાં જો આ વસ્તુઓ તેને પ્રાપ્ત થતી નથી તો તે શોકાકુલ થઈને, પોતાનો પ્રયત્ન વ્યર્થ ગયો એની ચિંતામાં વિચારમૂઢ બની જાય છે. વળી જો કદાચિત્ તેના ઉદ્યોગમાં તેને યશ મળે અને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય, તો તેને દુષ્ટ રાજા કે ચોરો લૂંટી ન જાય, આગથી અને રેલથી તેનો નાશ ન થાય, તથા અપ્રિય સગાંઓથી તેને હરકત થાય નહિ, એટલા માટે તે રાતદિવસ સંભાળ રાખવામાં ગૂંથાય છે, અને તેનાથી તેના મનને ઘણો ત્રાસ ભોગવવો પડે છે. પણ આટલો બંદોબસ્ત કર્યા છતાં પણ રાજા કે લૂંટારા તેની

સંપત્તિ લૂંટે છે, આગથી કે રેલથી તે સંપત્તિનો નાશ થાય છે, અથવા દુષ્ટ સગાંવહાલાં તેનું હરણ કરે છે. આવે પ્રસંગે તે ગૃહસ્થને અત્યંત દુઃખ થાય છે.

"વળી ભિક્ષુઓ! આ વિષયો માટે જ રાજાઓ રાજા જોડે લડે છે, ક્ષત્રિયો ક્ષત્રિય સાથે લડે છે, બ્રાહ્મણ બ્રાહ્મણ સાથે લડે છે, વૈશ્ય વૈશ્ય સાથે લડે છે, મા પુત્ર જોડે લડે છે, પુત્ર મા જોડે લડે છે, બાપ દીકરા જોડે લડે છે, બહેન ભાઈ જોડે લડે છે, ભાઈ બહેન જોડે લડે છે અને મિત્ર મિત્ર જોડે લડે છે! તેમના આ કલહનું પરિણામ કોઈક વાર એવું આવે છે કે તેઓ હાથે, પથ્થરે, લાકડીએ કે શસ્ત્રથી એકમેક પર પ્રહાર કરે છે, અને તેથી મરણ પામે છે, અથવા મરણાંતિક દુઃખ ભોગવે છે.

"વળી ભિક્ષુઓ! આ વિષયોની પ્રાપ્તિ માટે જ લોક લડવાને સજ્જ થાય છે, અને ભયંકર સંગ્રામમાં પ્રવેશ કરે છે. ત્યાં શસ્ત્રાસ્ત્રોથી તેમને મરણ આવે છે કે જખમો વગેરે થાય છે અને તેઓ મરણાંતિક દુઃખ ભોગવે છે. બીજા કેટલાક લોક વિષયોપભોગ માટે ચોરી કરે છે, લૂંટ ચલાવે છે, મુસાફરો પર તૂટી પડે છે, કે પરસ્ત્રીગમન કરે છે. તેમને પકડી રાજાઓ વિવિધ પ્રકારની શિક્ષા કરે છે. રાજપુરુષ તેમને ફટકા મારે છે, તેમના હાથપગ તોડી નાખે છે. તેમનાં નાકકાન કાપે છે, અથવા તેમનો શિરચ્છેદ કરે છે. આવી રીતે વિષયલોભને લીધે તે મરણ પામે છે, કે મરણાંતિક વેદના ભોગવે છે.

"વળી ભિક્ષુઓ! આ જ વિષયભોગ માટે મનુષ્યપ્રાણી કાયા, વાચા, મને કરીને આ લોકમાં દુષ્ટ આચરણ કરી મરણ પછી દુર્ગતિને પામે છે.

"ભિક્ષુઓ! વિષયોની આસક્તિ છોડી દીધાથી જ મનુષ્યની તેઓમાંથી મુક્તિ થાય છે. (કેવળ બાહ્ય રીતે

વિષયોનો ત્યાગ કરે તો તેઓમાંથી મનુષ્ય મુક્ત થાય છે એમ નથી.)

"હે ભિક્ષુઓ! આ પ્રમાણે જે શ્રમણબ્રાહ્મણ વિષયોની મીઠાશ, વિષયોના દોષ અને વિષયોમાંથી મુક્તિ યથાર્થપણે જાણે છે તે પોતે વિષયોનો ત્યાગ કરશે, અને બીજાને તેમ કરવાનો ઉપદેશ કરશે, એ સંભવિત છે.

"ભિક્ષુજનો! સૌંદર્યની મીઠાશ કઈ? કોઈ અત્યંત સુસ્વરૂપવાન તરુણ બ્રાહ્મણકન્યા, ક્ષત્રિયકન્યા અથવા વૈશ્યકન્યા જોઈ જે સુખ ઉત્પન્ન થાય છે, તે જ સૌંદર્યની મીઠાશ છે.

"પણ આ સૌંદર્યમાં દોષ કયો? હે ભિક્ષુઓ! તે જ તરુણી જ્યારે વૃદ્ધ થાય છે, તેની પીઠ વળી જાય છે, હાથમાં લાકડી લીધા સિવાય તે ચાલી શકતી નથી, તેના સર્વ અવયવ ધ્રૂજ્યા કરે છે, દાંત પડી જાય છે, વાળ સફેદ થઈ જાય છે, ડોક હાલ્યા કરે છે, મોઢા પર કરચલીઓ પડી જાય છે, ત્યારે તેનું પૂર્વનું સૌંદર્ય નષ્ટ થઈ તે કદ્રૂપી થાય છે કે નહિ?"

"થાય છે, ભદંત!" ભિક્ષુઓ બોલ્યા.

"આ જ એ સૌંદર્યનો દોષ છે, એમ હું કહું છું. ભિક્ષુઓ! તે જ સુંદર સ્ત્રીનું મુડદું સ્મશાનમાં પડેલું, કાગડા કે કૂતરાએ અર્ધું ખાધેલું અથવા બીજી રીતે બગડેલું તમારા જોવામાં આવે તો તે પૂર્વનું સૌંદર્ય નષ્ટ થઈને તેને ઠેકાણે વિકાર ઉત્પન્ન થયો, એમ તમને લાગશે કે નહિ!"

"હા ભદંત!" ભિક્ષુઓએ ઉત્તર આપ્યો.

"એ ભિક્ષુઓ! સૌંદર્ય વિષે આસક્તિરહિત થવું એ જ સૌંદર્યથી ઉત્પન્ન થનારા ભયમાંથી મુક્ત થવાનો ખરો માર્ગ છે. સૌંદર્યની મીઠાશ કઈ, તેમાં દોષ કયો, અને તેમાંથી મુક્તિ કેમ થાય છે એ જે બ્રાહ્મણને યથાર્થ રીતે સમજાયું, તે પોતે સૌંદર્યથી મુક્ત થશે, અને તેમાંથી મુક્ત થવાનો માર્ગ બીજાઓને શીખવશે, એ સંભવિત છે."

## ૨૫

# સાર ગ્રહણ કરવો જોઈએ

[ મહાસારોપમસુત્ત—મજ્ઝિમ૦ પણ્ણાસક ૧, વગ્ગ ૩ ]

બુદ્ધગુરુ રાજગૃહમાં ગૃધ્રકૂટ પર્વત પર રહેતો હતો. દેવદત્ત સંબંધે વાત કરતાં તેણે ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ! કોઈ કુલપુત્ર શ્રદ્ધાપૂર્વક ગૃહત્યાગ કરીને પ્રવ્રજ્યા લે છે. પોતે સંસારદુઃખમાંથી મુક્ત થવું એવી એની ઇચ્છા હોય છે. પરંતુ ભિક્ષુ થવાથી લોકો તરફથી તેનો સત્કાર થાય છે, અને તેથી તે આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. જેમ કોઈ માણસ મોટા વૃક્ષનો સાર ગ્રહણ કરવા જાય છે, અને તેનાં ડાળખાં-પાંદડાં લઈને તે જ સાર છે એમ સમજે છે, તે જ પ્રમાણે આ મનુષ્ય કેવળ પ્રવ્રજ્યાને જ શ્રામણ્યનો સાર ગણી મોહિત થાય છે.

"ઓ ભિક્ષુઓ! બીજો કોઈ કુલપુત્ર પ્રવ્રજ્યાથી સંતોષ ન પામતાં શીલવાન થાય છે, પણ પોતાના શીલથી ગર્વિત થઈ તે આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. હું જ માત્ર શીલવાન, બીજા ભિક્ષુ દુઃશીલ, એવું તે કહ્યા કરે છે. જેમ કોઈ મનુષ્ય મોટા વૃક્ષનો સાર લાવવાને જાય છે, અને તે વૃક્ષની છાલનું ઉપરનું છોડું લઈને તેને જ સાર સમજી સંતોષ માને છે, તે જ પ્રમાણે આ ભિક્ષુ, શીલ જ શ્રામણ્યનો સાર છે, એમ સમજી મોહિત થાય છે.

"ત્રીજો કોઈ કુલપુત્ર શ્રદ્ધાપૂર્વક પ્રવ્રજ્યા લઈ તેટલાથી સંતોષ ન માનતાં શીલવાન થાય છે, અને સમાધિનો અભ્યાસ

કરે છે. પણ સમાધિની પ્રાપ્તિ થયા પછી તેને પોતે કૃતાર્થ થયો એમ લાગે છે, અને તેથી તે આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. જેમ કોઈ માણુસ મોટા વૃક્ષનો સાર લેવા જાય છે અને વૃક્ષની છાલને જ સાર માની સંતોષ પામે છે તે પ્રમાણે આ ભિક્ષુ સમાધિસુખને જ શ્રામણ્યનો સાર સમજી મોહિત થાય છે.

"ચોથો કોઈ કુલપુત્ર શ્રદ્ધાપૂર્વક ભિક્ષુ થઈ શીલ અને સમાધિથી સંતુષ્ટ ન થતાં પ્રજ્ઞાનો અભ્યાસ કરે છે. પરંતુ પ્રજ્ઞામાં જ શ્રામણ્યનું સર્વસ્વ છે એમ માની લઈ તે આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. 'હું પ્રજ્ઞાવાન છું, અને બીજા ભિક્ષુ દુષ્પ્રજ્ઞ છે,' એમ તે કહે છે. જેમ કોઈ માણુસ મોટા વૃક્ષનો સાર લેવા જાય છે અને તેની છાલ કાઢી તેની અંદરના પોચા લાકડાને જ સાર માની બેસે છે તેમ આ ભિક્ષુ પ્રજ્ઞાને જ શ્રામણ્યનો સાર સમજી મોહિત થઈ જાય છે.

"પણ પાંચમો કોઈ કુલપુત્ર ભિક્ષુ થઈ શીલ, સમાધિ અને પ્રજ્ઞાની પ્રાપ્તિથી સંતોષ ન પામતાં નિર્વાણુનો સાક્ષાત્કાર કરી લે છે. તે આ ગુણોથી ગર્વિત થઈ આત્મસ્તુતિ કે પરનિંદા કરતો નથી. જેમ કોઈ મનુષ્ય મોટા વૃક્ષનો સાર લાવવા જાય છે, અને તે વૃક્ષની છાલ વગેરે કાઢી અને તેનું પોચું લાકડું ફોડી નાંખી અંદરનો ખરેખરો સાર ખેંચી લે છે, તેમ જ આ ભિક્ષુ શ્રામણ્યનો ખરો સાર જે નિર્વાણુ તે મેળવી લે છે.

"ઓ ભિક્ષુઓ! આ બ્રહ્મચર્ય આદરસત્કાર મેળવવા માટે નહિ, શીલસંપત્તિ મેળવવા માટે નહિ, સમાધિસંપત્તિ મેળવવા માટે નહિ, કે પ્રજ્ઞા પ્રાપ્ત કરવા માટે નહિ, પરંતુ આત્યંતિક ચિત્તવિમુક્તિ (નિર્વાણુ) માટે છે; આત્યંતિક ચિત્તવિમુક્તિ એ બ્રહ્મચર્યનો સાર છે, અને એ જ બ્રહ્મચર્યનું પર્યવસાન છે."

૨૬

# મારનું બીડ

[ નિવાપસુત્ત — મજ્ઝિમ૦ પણ્ણાસક ૧, વગ્ગ ૩ ]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતો હતો ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યો કે, "હે ભિક્ષુઓ! બીડ કરનારો મનુષ્ય હરણાંઓના કલ્યાણને માટે બીડ કરતો નથી. તેનો હેતુ એવો હોય છે કે આ બીડમાંનું ઘાસ ખાઈને હરણાંઓ પોતાનું ભાન ભૂલી જશે, અને તેથી તે સઘળાં આપણા તાબામાં આવશે.

"હે ભિક્ષુઓ! આવા એક બીડમાં એક પ્રકારનાં હરણાંઓ આવી પુષ્કળ ઘાસ ખાઈને નિશ્ચિંત થયાં, અને તેથી તે સર્વે બીડના માલિકના તાબામાં આવ્યાં. તે જોઈ બીજાં કેટલાંક હરણાંઓએ એવો વિચાર કર્યો કે એ બીડમાં પેસવું સર્વ રીતે અનિષ્ટકર્તા છે. તેમણે તે બીડનો ત્યાગ કર્યો અને તે ઉજ્જડ અરણ્યમાં પેઠાં. પરંતુ ઉનાળાના દિવસો આવતાં, ત્યાં તેમને ચારાપાણીની તાણ પડી તેથી તેમના શરીરમાં બળ રહ્યું નહિ. તે ભૂખથી ત્રાસીને ફરી તે બીડમાં પેઠાં, અને પ્રમાદમાં પડી તે મનુષ્યના તાબામાં ગયાં. ત્રીજાં કેટલાંક હરણાંઓએ આ બન્ને માર્ગ છોડી પાસેના જંગલનો આશ્રય લીધો અને ભારે સાવધાનતાથી તે બીડમાંનું ઘાસ ખાવા લાગ્યાં. ઘણાક કાળ સુધી તેઓ તે મનુષ્યના તાબામાં ગયાં નહિ, પરંતુ જ્યારે તે માણસને એમના આશ્રયસ્થાનની ખબર પડી, ત્યારે તેણે તેમની આસપાસ જાળ પ્રસારી અને તેમને પકડી લીધાં. પણ ચોથા પ્રકારનાં હરણાંઓ એટલાં હોશિયાર હતાં

કે તેમણે બીડથી દૂર ગાઢ અરણ્યમાં નિવાસ કર્યો, અને ત્યાંથી તે ઘણાં સાવધાન રહીને બીડમાંનું ઘાસ ખાઈ જવા લાગ્યાં. તેમનું આશ્રયસ્થાન એટલું વિકટ હતું કે બીડના માલિકને તેનો બિલકુલ પત્તો લાગ્યો નહિ.

"હે ભિક્ષુઓ! મેં આ એક રૂપક કહ્યું છે. બીડ કરનારો મનુષ્ય બીજો કોઈ નહિ પરંતુ માર છે. જે શ્રમણ-બ્રાહ્મણોએ વિષયસુખમાં જ આનંદ માન્યો તે પહેલાં હરણાં. પણ જેમણે વિષયભોગનો અત્યંત ભય લાગવાથી અરણ્યવાસ સ્વીકાર્યો અને જેઓ જગતમાંથી એકાએક દૂર થયાં તે બીજાં હરણાં. જે શ્રમણબ્રાહ્મણ વિષયોનો ઉપભોગ ઘણી કાળજીથી લઈ, જગત એ શાશ્વત છે કે અશાશ્વત છે, આત્મા અમર છે કે નાશવંત છે, ઇત્યાદિ પ્રશ્નો વિષે વાદવિવાદ કરી પોતાનો વખત ફોકટ ગાળે છે, તે ત્રીજાં હરણાં. પણ જે આવી પંચાતમાં ન પડતાં પોતાનું અંતઃકરણ નિષ્કલંક રહે, એવી કાળજી લે છે, તે ચોથાં હરણાં જાણવાં."

## ૨૭

# સુખનો દિવસ

[ ભદ્દેકરત્તસુત્ત — મજ્ઝિમ૦ પણ્ણાસક ૩, વગ્ગ ૪ ]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આશ્રમમાં ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યો કે, "ગઈ વાતનો અધિક વિચાર કરવો નહિ, અને ભવિષ્યની વાતની આશા રાખવી નહિ, કેમકે ગઈ વાતો નાશ પામી છે, અને ભવિષ્યની વાત હજી બનવાની છે. પરંતુ પ્રસ્તુત વાતનો જ બરોબર વિચાર કરવો. જે કાંઈ કરવાનું હોય તે આજે જ કરવું. આવતી કાલના મરણની કોને ખબર છે? 'જેની પાસે અખૂટ સૈન્ય છે, એવા મૃત્યુની સાથે યુદ્ધ કરવું અમારે માટે શકય છે શું?' આવો વિચાર કરીને જે સાવધપણે હોશિયારીથી વર્તે છે તેનો જ દિવસ સુખથી જાય છે, એમ મુનિવર્ય કહે છે.

"હે ભિક્ષુઓ! ભૂતકાળમાં મારું રૂપ આવું હતું, મારી વેદના આવી હતી, મારી સંજ્ઞા, મારા સંસ્કાર અને મારું વિજ્ઞાન એ આવાં હતાં, એવું કહીને કોઈ મનુષ્ય તેમને પકડી રાખે છે. એ માણસ ગઈગુજરી વાતોની પાછળ પડ્યો છે, એમ કહેવું જોઈએ. બીજો કોઈ માણસ ભવિષ્યકાળમાં મારું રૂપ, વેદના એ આવા આવા પ્રકારનાં થવાં જોઈએ એ વિચારમાં મગ્ન થઈ જાય છે, અને આ વાતો વિષે અત્યંત મમતા રાખે છે. એ માણસ ભાવી વાતોની આશા રાખે છે એમ કહેવું જોઈએ. પણ આર્ય શ્રાવક, આર્યધર્મનું જ્ઞાન મેળવી લઈ અને સત્પુરુષનો સહવાસ કરી, રૂપ આત્મા નથી, કે રૂપમાં આત્મા નથી, વેદના આત્મા નથી, સંજ્ઞા આત્મા નથી, સંસ્કાર આત્મા નથી, વિજ્ઞાન આત્મા નથી, વિજ્ઞાનવાન આત્મા નથી, વિજ્ઞાનમાં આત્મા નથી કે આત્મામાં વિજ્ઞાન નથી, એ યથાર્થ રીતે જાણે છે. આ મનુષ્ય પ્રસ્તુત વાતનો બરોબર વિચાર કરે છે, એમ કહેવું જોઈએ."

## ૨૮

# માલુંકચપુત્રની દૃષ્ટિ

[ ચૂલમાલુંકચપુત્તસુત્ત — મજ્ઝિમ૦ પણ્ણાસક ૨, વગ્ગ ૧ ]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતો હતો, તેવામાં એક દિવસ માલુંકચપુત્ર નામનો ભિક્ષુ તેની પાસે આવ્યો અને તેને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. પછી માલુંકચપુત્રે ભગવંતને કહ્યું, "ભદંત! એકાંતમાં બેઠો હતો, ત્યાં મારા મનમાં એવો વિચાર આવ્યો કે આ જગત શાશ્વત છે કે અશાશ્વત? શરીર અને આત્મા એક છે કે ભિન્ન છે? મરણ પછી તથાગતને પુનર્જન્મ છે કે નહિ? ઇત્યાદિ વિષયોનું ભગવંતે વિવરણ કર્યું નથી. તેથી હું આપની પાસે આવી એ સંબંધી પ્રશ્ન પૂછીશ. જો આપને આ વિષયનો નિકાલ કરતાં આવડશે, તો જ હું આપનો શિષ્ય રહીશ. જો આપને આ બાબતોનું જ્ઞાન ન હોય તો 'તે મને ખબર નથી' એમ કહેવું એ જ સરળ માર્ગ છે!"

બુદ્ધે કહ્યું, "માલુંકચપુત્ર! તું મારો શિષ્ય થઈશ તો હું આ મુદ્દાઓનું સ્પષ્ટીકરણ કરીશ, એવું મેં તને કદી કહ્યું હતું?"

"ના, ભદંત!" માલુંકયપુત્રે ઉત્તર આપ્યો.

"ઠીક, તેં પણ મને એમ કહ્યું હતું કે જો મને તમે આ સર્વ વિષયોનું સ્પષ્ટીકરણ કરી કહેશો, તો જ હું તમારા ભિક્ષુસંઘમાં આવીશ?"

"ના, ભદંત!" માલુંકયપુત્ર બોલ્યો.

બુદ્ધે કહ્યું, "તો પછી હવે આ મુદ્દા સ્પષ્ટ કરી રહ્યા વિના હું તમારો શિષ્ય રહેનાર નથી, એ કહેવાનો અર્થ શો?

"માલુંક્યપુત્ર! એકાદ માણસ શરીરમાં બાણનું વિષમય શલ્ય પેસવાથી તડફડતો હોય, તો તેનાં સગાંવહાલાં શસ્ત્રક્રિયા કરનારા વૈદ્યને બોલાવી લાવશે. તે રોગી તે વૈદ્યને કહેશે કે, 'આ બાણ કોણે માર્યું? તે બ્રાહ્મણ હતો કે શૂદ્ર હતો? કાળો હતો કે ગોરો હતો? તેનું ધનુષ્ય કયા પ્રકારનું હતું? ધનુષ્યની દોરી શેની હતી? ઇત્યાદિ સર્વ વાતો જ્યાં સુધી તમે મને સમજાવી નહિ દો ત્યાં સુધી હું આ શલ્યને હાથ લગાડવા દઇશ નહિ?' માલુંક્યપુત્ર! આવે પ્રસંગે તે માણસને આ બધી વાત સમજાયા પહેલાં જ મરણ આવશે. તે જ પ્રમાણે જે એવી હઠ પકડીને બેસે કે 'મને આ જગત શાશ્વત છે કે અશાશ્વત છે ઇત્યાદિ સર્વ મુદ્દા સમજાયા વિના હું બ્રહ્મચર્યનો અભ્યાસ કરીશ નહિ,' તો તેને આ મુદ્દા સમજાતા પહેલાં જ મરણ આવશે.

"હે માલુંક્યપુત્ર! જગત શાશ્વત છે કે અશાશ્વત છે એવી દૃષ્ટિ અને એવો વિશ્વાસ પ્રાપ્ત થાય, તોપણ ધાર્મિક આચરણમાં તેનાથી મદદ થાય એમ નથી. આ જગત શાશ્વત છે એવો વિશ્વાસ રાખીએ તોયે જરા, મરણ, શોક, પરિદેવ એમાંથી મુક્તિ મળતી નથી. તે જ પ્રમાણે શરીર અને આત્મા એક છે, શરીર અને આત્મા ભિન્ન છે, મરણ પછી તથાગતનો પુનર્જન્મ થાય છે, મરણ પછી તથાગતનો પુનર્જન્મ થતો નથી, વગેરે વાતો ઉપર વિશ્વાસ રાખ્યો તોયે શું અને ન રાખ્યો તોયે શું: જન્મ, જરા, મરણ, શોક, પરિદેવ છે તે છે જ! માટે હે માલુંક્યપુત્ર! જગત શાશ્વત છે ઇત્યાદિ બાબતોનું વિવરણ કરવાની ખટપટમાં હું પડ્યો નથી. કેમકે આ વિષયના વાદવિવાદથી બ્રહ્મચર્યમાં કાંઈ પણ સ્થિરતા આવવાનો સંભવ નથી. આવા વાદથી વૈરાગ્ય ઉત્પન્ન થનાર નથી, પાપનો નિરોધ થનાર નથી, શાંતિ, પ્રજ્ઞા, સંબોધ અને નિર્વાણ એમની પ્રાપ્તિ થનાર નથી.

"પણ માલુંક્યપુત્ર! આ દુઃખ છે, આ દુઃખનો સમુદય છે, આ દુઃખનો નિરોધ છે, અને આ દુઃખનિરોધનો માર્ગ છે, એ મેં સ્પષ્ટ કરીને બતાવ્યું છે. કેમકે, આ ચાર આર્યસત્યો બ્રહ્મચર્યમાં સ્થિરતા લાવનારાં છે. એમનાથી જ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, પાપનો નિરોધ થાય છે, શાંતિની, પ્રજ્ઞાની, સંબોધની અને નિર્વાણની પ્રાપ્તિ થાય છે. તેથી હે માલુંક્યપુત્ર! જે વાતની મેં ચર્ચા કરી નથી, તે વાતની ચર્ચા કરીશ નહિ, અને જે વાતનું મેં સ્પષ્ટીકરણ કર્યું છે તે વિષયો સ્પષ્ટીકરણને યોગ્ય છે એમ માનજે."

બુદ્ધગુરુ આવું બોલ્યો તે પછી માલુંક્યપુત્રે તેના ભાષણનું અભિનંદન કર્યું.

## ૨૯

# વત્સગોત્ર પરિવ્રાજક

[ વચ્છગોત્તસુત્ત—અબ્યાકતસંયુત્ત ]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં રહેતો હતો તે વખતે વત્સગોત્ર નામનો પરિવ્રાજક તેની પાસે આવ્યો અને બોલ્યો કે, "હે ગૌતમ! આત્મા છે કે?"

બુદ્ધે ઉત્તર આપ્યો નહિ.

વત્સગોત્રે પૂછ્યું, "હે ગૌતમ! આત્મા નથી શું?"

બુદ્ધ કાંઈ બોલ્યો નહિ, અને વત્સગોત્ર ઊઠી ચાલતો થયો.

ત્યાર પછી આનંદે બુદ્ધને પૂછ્યું, "ભગવંત! વત્સગોત્રના પ્રશ્નનો ઉત્તર કેમ આપ્યો નહિ?"

બુદ્ધ બોલ્યો, "આનંદ! જો મેં 'આત્મા છે કે' એ પ્રશ્નનો 'આત્મા છે' એમ ઉત્તર આપ્યો હોત, તો આત્મા નિત્ય માનનારા શ્રમણબ્રાહ્મણોથી મારો મત ભિન્ન થયો ન હોત; જો 'આત્મા નથી' એમ ઉત્તર આપ્યો હોત, તો જે શ્રમણબ્રાહ્મણ દેહાત્મવાદી છે, તેમના મતથી મારો મત ભિન્ન થયો ન હોત. 'રૂપાદિ પંચસ્કંધ આત્મા નથી, બધા ધર્મો અનાત્મા છે,' એમ મેં કહ્યું હોત, તો તે મારા મતને અનુરૂપ થયું હોત; પરંતુ તેનાથી વત્સગોત્ર ગોટાળામાં પડી જાત. તેને એમ લાગ્યું હોત કે પૂર્વે મારા શરીરમાં આત્મા નામનો કોઈ પદાર્થ હતો, પરંતુ તે આ બુદ્ધના કહ્યા પ્રમાણે નહિ જેવો થઈ ગયો."

## ૩૦

# આંધળાઓ અને હાથી

[ તિત્થિયસુત્ત—ઉદાન૦ વગ્ગ ૬ ]

એક વેળાએ શ્રાવસ્તીમાં વિવિધ સંપ્રદાયોના શ્રમણ-બ્રાહ્મણો એકત્ર થઈ પોતપોતાના મત સંબંધે ઉત્સાહપૂર્વક લડતા હતા. કોઈ કહેતો કે, આત્મા શાશ્વત છે; પણ તેને બીજો કહે કે, આત્મા અશાશ્વત છે. કોઈ કહે, જગતનો અંત છે; તો બીજો કોઈ કહે, જગતનો અંત નથી.

તેમનો આ કલહ કેટલાક ભિક્ષુઓએ સાંભળ્યો અને જેતવનમાં આવી એના સમાચાર બુદ્ધને આપ્યા.

બુદ્ધ બોલ્યો, "ઓ ભિક્ષુઓ! પ્રાચીન કાળમાં આ શ્રાવસ્તી નગરમાં એક રાજા થઈ ગયો. તેણે પોતાની રાજધાનીમાં જેટલા જન્માંધ લોકો હતા તે સઘળાને ભેગા કર્યા, અને તેમને હાથી બતાવવા માટે હુકમ કર્યો. મહાવતે તે જન્માંધોના ટોળાની વચમાં હાથી ઊભો કર્યો. હાથીના જે જે અવયવો તેમના હાથને લાગ્યા, તે તે અવયવો તેમણે તપાસી જોયા. પછી રાજાએ તેમને પૂછ્યું, 'કેમ! તમે હાથી જોયો કે?'

"'હા મહારાજ!' તે જન્માંધોએ ઉત્તર આપ્યો.

"'તો પછી આંધળાજી! હાથી કેવો છે તે કહેશો?'

"જેણે હાથીનું ડોકું પકડી જોયું હતું તે આંધળો આગળ આવ્યો અને બોલ્યો, 'મહારાજ! હું કહું છું હાથી કેવો છે તે: પાણીનો ઘડો હોય છે ને, તેવો છે, જુઓ!'

"એટલામાં બીજો આંધળો આગળ વધી બોલ્યો કે, 'મહારાજ! આ કાંઈ વિચિત્ર જ કહે છે, ખરું પૂછો તો હાથી સૂપડા જેવો છે!' આણે અને એના બીજા સાથીદારોએ હાથીના કાન તપાસી જોયા હતા. પણ જે આંધળાઓએ હાથીના પગ પકડી જોયા હતા તે બોલ્યા, 'મહારાજ! એનું કહેવું અર્થરહિત છે! એ ગમે એમ બકે છે! ખરું કહીએ તો હાથી ઝાડના થડ જેવો છે!'

"આ પ્રમાણે હે ભિક્ષુઓ! તે આંધળાઓ હાથીના સ્વરૂપનું ભિન્ન ભિન્ન પ્રકારનું વર્ણન આપી આપસમાં લડવા લાગ્યા, અને એકમેક પર મૂઠીના પ્રહાર કરવા લાગ્યા. તે જોવામાં રાજાને ખૂબ મજા પડી. તે આંધળાની જેમ જ આ શ્રમણબ્રાહ્મણો, ધર્મનું યથાર્થ જ્ઞાન ન હોવાથી, 'મારો જ ધર્મ ખરો, તમારો ખોટો,' એમ કહી લડી રહ્યા છે!"

## ૩૧

# અંગુલિમાલ લૂંટારો

[ અંગુલિમાલસુત્ત—મજ્ઝિમ૦ પણ્ણાસક ૨, વગ્ગ ૪ ]

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આરામમાં રહેતો હતો. તે સમયે અંગુલિમાલ નામે પ્રસિદ્ધ થયેલા લૂંટારુએ શ્રાવસ્તીની આસપાસ પુષ્કળ ગામો ઉજ્જડ કરી નાંખ્યાં હતાં. તેને ખૂન કરવાનું વ્યસન એટલું બધું લાગ્યું હતું કે કોઈ પણ માણસને ઠાર મારી તેની આંગળી કાપી ઘણા ગૌરવથી તે પોતાના ગળામાંની અંગુલિમાળામાં પરોવતો. આ આંગળીઓની માળા ઉપરથી જ તેનું અંગુલિમાલ ઉપનામ પડી ગયું હતું.

એક દિવસ બુદ્ધગુરુ શ્રાવસ્તીમાંથી ભિક્ષા ગ્રહણ કરી જે દિશામાં અંગુલિમાલ હતો તે દિશામાં ગયો. વાટમાં ગોવાળિયા અને ખેડૂતોએ તેને જોયો, અને તે માર્ગે ન જવાનો પુષ્કળ આગ્રહ કર્યો. તે બોલ્યા, "હે શ્રમણ! આ માર્ગે જઈશ મા! પેલી બાજુ જંગલમાં અંગુલિમાલ નામનો ભયંકર લૂંટારો રહે છે તે તને મારી નાંખી કેવળ મોજની ખાતર તારી આંગળી પોતાની માળામાં ઘાલશે!"

બુદ્ધગુરુએ તેમને કાંઈ ઉત્તર ન આપ્યો, પણ સીધો આગળ વધ્યો. તે જોઈને અંગુલિમાલને ભારે આશ્ચર્ય થયું. તે મનમાં જ બોલ્યો, "આ માર્ગે ચાલીસપચાસ માણસો એકઠાં થઈ જાય છે. તેમના પર સુધ્ધાં હલ્લો કરી હું તેમને લૂંટી શકું છું. પરંતુ આ શ્રમણ એકલો ભારે સાહસથી આ માર્ગે ચાલ્યો આવે છે, એ અત્યંત આશ્ચર્યની વાત છે! એના સાહસનું પ્રાયશ્ચિત્ત એ જ હોઈ શકે કે એને દેહાન્તદંડની શિક્ષા કરવી."

આમ બોલી પોતાની ઢાલતલવાર લઈ અંગુલિમાલ વેગથી બુદ્ધ તરફ દોડ્યો; પરંતુ તે વેળાએ બુદ્ધે યોગસિદ્ધિનો એવો એક ચમત્કાર દેખાડ્યો કે અંગુલિમાલ પોતાની સર્વ શક્તિથી દોડતો હતો, તોપણ બુદ્ધ પાસે આવી શક્યો નહિ!

ત્યારે અંગુલિમાલ મનમાં જ બોલ્યો કે, "આ ભારે નવાઈની વાત છે! હું હાથી, ઘોડા, રથ, મૃગ ઇત્યાદિનો પણ પીછો પકડું છું. પણ આ શ્રમણ સાધારણ રીતે ચાલે છે છતાં એનો પીછો મારાથી પકડી શકાતો નથી!"

તે ત્યાં જ ઊભો રહી જોરથી બોલી ઊઠ્યો, "શ્રમણ! ઊભો રહે!"

"અંગુલિમાલ! હું ઊભો છું અને તું પણ ઊભો રહે!" બુદ્ધે ઉત્તર આપ્યો.

અંગુલિમાલથી બુદ્ધનું કહેવું બરાબર સમજાયું નહિ. "આ શ્રમણ ચાલતો હોઈ 'ઊભો છું' એમ કહે છે અને હું ઊભો હોવા છતાં મને 'ઊભો રહે' એમ કહે છે, એનો અર્થ શો?" એ પૂછવા તેણે બુદ્ધને કહ્યું, "હે શ્રમણ! તું ચાલતો હોઈ 'ઊભો છું' એમ કહે છે અને મને ઊભો હોવા છતાં 'ઊભો નથી' એમ જણાવે છે એ તારા કહેવાનો અર્થ શો છે? તું કેવી રીતે સ્થિત છે અને કેવી રીતે હું અસ્થિત છું?"

બુદ્ધ બોલ્યો, "પ્રાણીમાત્ર વિષે પૂર્ણ દયા હોવાથી હું સ્થિર થયો છું, એ અર્થમાં હું સ્થિત છું; અને પ્રાણીઓ વિષે તારા હૃદયમાં દયા વસતી ન હોવાથી તું અસ્થિર છે, અને તેથી જ હું તને અસ્થિત કહું છું."

આ બુદ્ધવાક્યથી અંગુલિમાલના હૃદયમાં તત્કાલ બોધ ઉત્પન્ન થયો. તે બોલ્યો, "બુદ્ધની કીર્તિ વિષે હું ઘણા વખતથી સાંભળતો હતો. પરંતુ આજ તે સત્યવાદી મહર્ષિના દર્શનનો અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે. હે મુનિશ્રેષ્ઠ! તારાં આ યથાર્થ વાક્ય શ્રવણ કરી આજથી હું પાપાચરણનો ત્યાગ કરું છું."

એમ બોલીને અંગુલિમાલે એક ટેકરી તળે પોતાની ઢાલતલવાર ફેંકી દીધી, અને તે બુદ્ધના ચરણમાં પડ્યો તથા પોતાને ભિક્ષુસંઘમાં લેવાની તેણે બુદ્ધને વિનંતી કરી. ત્યારે તે અત્યંત કારુણિક, સર્વ જગતના ગુરુ, મહર્ષિ બુદ્ધે અંગુલિમાલને 'ભિક્ષુ, તું અહીં આવ' એમ કહ્યું. આ જ અંગુલિમાલનો પ્રવજ્યાવિધિ ગણાયો.

ત્યાર પછી અંગુલિમાલ બુદ્ધનું પાત્રચીવર લઈ તેમની સાથે અનાથપિંડિકના આરામમાં આવ્યો.

અંગુલિમાલના ઉપદ્રવથી ત્રાસેલા પુષ્કળ લોકોએ પસેનદિ કોસલરાજાના મહેલ સામે જઈ અંગુલિમાલને શિક્ષા કરવા માટે અરજ કરી. આથી રાજા મોટું સૈન્ય લઈ અંગુલિમાલને પકડવા નીકળ્યો. વાટમાં જેતવનમાં બુદ્ધગુરુ વસે છે એવા સમાચાર મળતાં તે બુદ્ધદર્શને ગયો. પોતાનું સૈન્ય આરામ બહાર રાખી રાજા એકલો જ અંદર ગયો, અને બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો.

તેને બુદ્ધે પૂછ્યું, "મહારાજ! તારી તૈયારી ભારે જણાય છે. મગધદેશના બિંબિસાર રાજા સાથે કે વૈશાલીમાંના લિચ્છવી* (વજ્જી) સાથે તારો વિગ્રહ થયો છે શું? કે બીજો કોઈ રાજા તારા પર ચડી આવે છે?"

પસેનદિ કોસલ બોલ્યો, "ભગવન્! બહારનો કોઈ પણ શત્રુ મારા પર ચડી આવ્યો નથી. પરંતુ અંગુલિમાલ નામના એક લૂંટારાએ મારા રાજ્યમાં ઘણી જ ગડબડ ઊભી કરી છે. તેણે મોટાં મોટાં ગામો ઉજ્જડ કર્યાં છે. તે એટલો ક્રૂર છે કે

* પાટલીપુત્રની ઉત્તરે વજ્જી કે લિચ્છવીનું એક બળવાન રાજ્ય હતું; તે શાક્યોના રાજ્યની પદ્ધતિ પ્રમાણે ચાલતું હતું. બુદ્ધે વજ્જીને અભિવૃદ્ધિના સાત નિયમો આંકી આપ્યાનો ઉલ્લેખ મહાપરિનિર્વાણસૂત્રના આરંભમાં જ મળે છે. અમારા વાચકોને તે આ ભાગના છેવટના પ્રકરણમાં મળશે.

લોકોની આંગળીઓ કાપી તેમની માળા કરી ગળામાં ઘાલે છે!"

બુદ્ધ બોલ્યો, "મહારાજ! જો અંગુલિમાલ મુંડન કરીને અને કાષાયવસ્ત્ર પરિધાન કરીને ભિક્ષુ બને, તે પ્રાણઘાત કરવાનું છોડી દે, અદત્તાદાનથી વિરત થાય, ખોટું બોલે નહિ, બ્રહ્મચર્યનું પાલન કરે, અને સર્વ પ્રકારે શીલવાન થાય, તો તું તેને શું કરીશ?"

રાજાએ જવાબ આપ્યો, "ભગવન્! અંગુલિમાલ આવા પ્રકારનો શીલસંપન્ન ભિક્ષુ થશે, તો હું તેને નમસ્કાર કરીશ, તેને બેસવાને આસન આપીશ, અન્નવસ્ત્રનું તેને દાન કરીશ; અને તેનું રાજધર્મને અનુસરીને રક્ષણ કરીશ. પણ ભગવન્! આવા પ્રકારના અત્યન્ત પાપી મનુષ્યને આપ કહો છો તેવાં શીલસંયમ ક્યાંથી પ્રાપ્ત થાય?"

અંગુલિમાલ બુદ્ધની પાસે જ બેઠો હતો. જમણો હાથ આગળ લાંબો કરી બુદ્ધે રાજાને કહ્યું, "મહારાજ! આ અહીં અંગુલિમાલ બેઠો છે."

તે સાંભળી પસેનદિ રાજાનાં રુવાંટાં ઊભાં થયાં. તે ભયચકિત થઈ બાવરો બાવરો આમતેમ જોવા લાગ્યો. ત્યારે બુદ્ધ બોલ્યો, "મહારાજ! ગભરાવાનું કાંઈ કારણ નથી. અંગુલિમાલથી તને બિલકુલ ઉપદ્રવ થવાનો સંભવ નથી."

રાજાનો ભય શાન્ત થયો, અને તે અંગુલિમાલને કહેવા લાગ્યો, "ભદંત! તું આર્ય છે ને?"

"હા, મહારાજ!" અંગુલિમાલે ઉત્તર આપ્યો.

"તારાં માબાપનું નામ શું અને ગોત્ર કયું?"

"મારી માનું નામ મન્તાની અને બાપનું ગોત્ર ભર્ગ."

"હે ભર્ગમન્તાનીપુત્ર! આ બૌદ્ધધર્મમાં તું સુખેથી રહે. હું સુખ્ધાં અન્નવસ્ત્ર આપી તારી યથાયોગ્ય શુશ્રૂષા કરીશ."

પરંતુ અંગુલિમાલ બીજાનું અન્ન ગ્રહણ કરતો નહિ. તે અરણ્યમાં જ રહેતો, ભિક્ષા ઉપર જ પોતાનો નિર્વાહ કરતો

અને રસ્તા પરનાં ચીંદરડાં ભેગાં કરી તેનાં ત્રણ જ ચીવર ધારણ કરતો. તેણે રાજાને કહ્યું, "મહારાજ! મારી પાસે સર્વ કાંઈ છે. મારે વિષે આપ કાળજી કરશો મા!" પસેનદિ કોસલે બુદ્ધને કહ્યું, "ભગવન્! અમે દંડથી અને શસ્ત્રથી સુધ્ધાં અંગુલિમાલ સરખા માણસોનું દમન કરી શકતા નથી, પણ આ ભારે આશ્ચર્યની વાત છે કે ભગવાન દંડ અને શસ્ત્ર સિવાય મદમત્ત માણસોનું દમન કરે છે; ભ્રાંત મનુષ્યને શાન્ત કરે છે; અને સામાન્ય માણસને નિર્વાણ સુધી પહોંચાડે છે! ભગવન્! અમારી પાછળ ઘણાં કામકાજ લાગેલાં છે, માટે અમે હવે જઈશું!"

બુદ્ધ બોલ્યા, "જેમ તને યોગ્ય લાગે તેમ કર."

પસેનદિ રાજા બુદ્ધને નમસ્કાર કરી પ્રદક્ષિણા કરી જેતવનમાંથી નીકળ્યો.

એક દિવસ અંગુલિમાલે શ્રાવસ્તીમાં ભિક્ષાટન કરતાં ગર્ભવેદનાથી વિહ્વળ થયેલી એક સ્ત્રીને જોઈ. તેને તેના પર અત્યંત દયા આવી, અને ભિક્ષા ગ્રહણ કર્યા પછી બુદ્ધ પાસે આવી તેણે આ વાત જણાવી.

બુદ્ધ બોલ્યો, "તું તે સ્ત્રી પાસે જઈ એમ કહે કે મારા જન્મથી માંડીને મેં જાણીજોઈને પ્રાણીની હિંસા કરી નથી. આ સત્ય વચનથી તને અને તારા ગર્ભને સુખ થાઓ."

"પણ ભગવન્! હું જો એમ બોલીશ, તો મારા પર ખોટું બોલવાનો આરોપ નહિ આવે? ભગવન્! મેં જન્મથી બુદ્ધિપૂર્વક પુષ્કળ પ્રાણીની હિંસા કરી છે."

પછી બુદ્ધ બોલ્યો, "એમ જો તને લાગે છે તો તું એમ કહેજે કે, જ્યારથી હું આર્યજાતિમાં ઉત્પન્ન થયો ત્યારથી મેં જાણીજોઈને કોઈ પણ પ્રાણીની હિંસા કરી નથી. આ સત્ય વચનથી તને અને તારા ગર્ભને સુખ થાઓ."

બુદ્ધના કહેવાનો ગૂઢ અર્થ શો હતો એ હવે અંગુલિમાલના

લક્ષમાં આવ્યો. પોતે આર્યજાતિમાં જન્મ્યા પછી (ભિક્ષુ થયા પછી) બુદ્ધિપૂર્વક કોઈ પણ પ્રાણીનો વધ કર્યો નથી, એની તેને ખાતરી હતી. અંગુલિમાલ તુર્તાતુર્ત તે સ્ત્રી પાસે ગયો અને બુદ્ધે કહેલા શબ્દ ઉચ્ચાર્યા, આથી તે સ્ત્રી પ્રસૂતિ-વેદનામાંથી સુખે પાર ઊતરી.

અંગુલિમાલ ઘણી સાવધાનતાથી અને શાન્તિથી એકલો રહી અર્હત્પદને પહોંચ્યો. તે ભિક્ષુ થયાના સમાચાર શ્રાવસ્તી નગરમાં સૌને મળ્યા હતા. એક દિવસ ભિક્ષાએ જતાં, લોકોએ તેના પર પથ્થરનો, લાકડીનો અને ધૂળનો વરસાદ વરસાવ્યો તેથી અંગુલિમાલનું માથું ફૂટી તેમાંથી લોહી વહેવા લાગ્યું અને તેની સંઘાટી (કંથા) ફાટી ગઈ. તેવો જ તે બુદ્ધ પાસે આવ્યો.

તેને જોઈ બુદ્ધ બોલ્યો, "હે બ્રાહ્મણ! સહન કર! સહન કર! જે ક્રૂર કર્મોના વિપાક નરકમાં હજારો વર્ષો પર્યંત તારે ભોગવવા પડયા હોત તેમનું જ ફળ તું આ લોકમાં થોડાકમાં જ ભોગવી લે છે!"

લોકો તરફથી થયેલા અપમાનથી કે શરીરને થયેલી વેદનાથી અંગુલિમાલનું ચિત્ત જરાયે વિચલિત થયું નહિ. એકાંતમાં બેસી તે મનમાં જ બોલ્યો, "જે પૂર્વવયમાં પ્રમત્ત થઈ ઉત્તરવયમાં સાવધ થાય છે, તે વાદળાંથી મુક્ત થયેલા ચંદ્ર માફક પ્રકાશે છે! જેનો પાપકર્મરૂપી ખાડો કુશળ કર્મથી પુરાઈ જાય છે, તે વાદળાંથી મુક્ત થયેલા ચંદ્ર પ્રમાણે પ્રકાશે છે! જે ભિક્ષુ તરુણ વયમાં બૌદ્ધધર્મનો અભ્યાસ કરે છે, તે વાદળાંથી મુક્ત થયેલા ચંદ્ર પ્રમાણે પ્રકાશે છે! મારા શત્રુ સુધ્ધાં બુદ્ધના ધર્મનું શ્રવણ કરો; મારા શત્રુઓ સુધ્ધાં બૌદ્ધ-ધર્મનો અભ્યાસ કરો! મારું નામ અહિંસક રાખવામાં આવ્યું હતું, પણ તે નામ પ્રમાણે મારી કરણી નહોતી! હું હરહંમેશ હિંસા કરતો. પરંતુ આજ મારું તે નામ સાર્થક થયું છે, કેમકે હું સર્વ હિંસામાંથી નિવૃત્ત થયો છું."

## ૩૨

# ખેડૂત કયા ખેતરમાં પ્રથમ વાવણી કરશે?

[ અસિબંધકપુત્તસુત્ત — ગામણિસંયુત્ત ]

એક વેળાએ બુદ્ધગુરુ નાલંદા નામના ગામમાં રહેતા હતા. ત્યાં અસિબંધક મુખીનો પુત્ર તેની પાસે આવી નમસ્કાર કરી એક બાજુએ બેઠો. તે બોલ્યો, "ભગવન્! આપ પ્રાણીમાત્ર ઉપર દયા ધરો છો, એ ખરું નથી શું?"

"હા, મુખીજી, તથાગત સર્વ પ્રાણી ઉપર દયા રાખે છે."

"તો પછી, ભગવન્! કેટલાકને આપ આસ્થાપૂર્વક ધર્મોપદેશ કરો છો અને કેટલાકને માટે એટલી કાળજી લેતા નથી, એ કેમ?"

બુદ્ધ બોલ્યો, "હે મુખી! એકાદ ખેડૂતની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવી ત્રણ પ્રકારની જમીન હોય, તો તે કયા ખેતરમાં પ્રથમ વાવણી કરશે?"

"ભગવન્! પ્રથમ તે ખેડૂત ઉત્તમ ખેતરમાં બી વાવશે, પછી મધ્યમમાં, અને છેવટે કનિષ્ઠમાં તો વાવે કે નયે વાવે! કાંઈ નહિ તો ઢોરનો ચારોયે મળશે, એવા હિસાબથી કદાચિત્ તે તે ખેતર ખેડશે."

બુદ્ધ બોલ્યો, "ભિક્ષુ અને ભિક્ષુણી ઉત્તમ ખેતર જેવાં છે. સર્વસ્વનો ત્યાગ કરી તે મારે શરણે આવ્યાં છે. માટે તેમને હું પ્રથમ ધર્મોપદેશ કરું છું એ યોગ્ય નથી શું? ઉપાસક અને ઉપાસિકા એ મધ્યમ ખેતર જેવાં છે; તેમને હું તે પછી ઉપદેશ કરું છું. પણ બીજા પંથના પરિવ્રાજક લોક વગેરે કનિષ્ઠ ખેતર જેવા છે! તેમને સુધ્ધાં હું ઉપદેશ કરું છું. કેમકે એકાદ વાક્ય તે સમજી જાય તો તેટલાથીયે તેમનું કલ્યાણ થઈ જાય!"

## ૩૩

# સિંહ સેનાપતિ

[ સીહસુત્ત—અંગુત્તર૦ અટ્ઠનિપાત, પણ્ણા૦ ૧, વગ્ગ ૨ ]

એક સમયે બુદ્ધગુરુ વૈશાલીમાં આવેલા મહાવનમાં રહેતો હતો. તે વેળાએ કેટલાક પ્રખ્યાત લિચ્છવી રાજાઓ સંથાગાર (નગરમન્દિર)માં કંઈક કારણસર ભેગા થતાં બુદ્ધ સંબંધે વાત નીકળી. તેમાંના ઘણાખરાએ બુદ્ધની ઘણી પ્રશંસા કરી. તે સાંભળી સિંહ સેનાપતિને બુદ્ધદર્શનની ઇચ્છા થઈ. પણ તે નિર્ગ્રન્થનો ઉપાસક હોવાથી, નિર્ગ્રન્થના મુખ્ય ગુરુ નાથપુત્રને મળ્યા વિના એકાએક બુદ્ધને મળવું તેને યોગ્ય ન લાગ્યું. તે નાથપુત્ર પાસે જઈ બોલ્યો, "ભદંત! હું બુદ્ધને મળવા ઇચ્છું છું."

નાથપુત્ર બોલ્યો, "સિંહ! તું અક્રિયાવાદી છે? ગૌતમ એ પક્કો અક્રિયાવાદી છે, અને તું ક્રિયાવાદી હોઈ તેને મળવા માગે છે એ યોગ્ય નથી."

પોતાના ગુરુનું આ ભાષણ સાંભળી સિંહે બુદ્ધદર્શને જવાનો વિચાર માંડી વાળ્યો. ફરી એક બે વાર સંથાગારમાં તેણે બુદ્ધની પ્રશંસા સાંભળી; પરંતુ નાથપુત્રના આગ્રહથી બુદ્ધદર્શને જવાનો પોતાનો વિચાર તેને ફરી મુલતવી રાખવો પડ્યો. છેવટે સિંહે નાથપુત્રને પૂછ્યા વિના જ બુદ્ધને મળવા જવાનો નિશ્ચય કર્યો, અને ભારે દમામ સાથે મહાવનમાં આવી બુદ્ધને નમસ્કાર કરી તે એક બાજુએ આસન પર બેઠો. પછી સિંહે બુદ્ધને પૂછ્યું, "ભદંત, ઘણા લોકો આપને

અક્રિયાવાદી કહે છે. તેમના કહેવા પ્રમાણે આપ ખરેખર અક્રિયાવાદી છો શું?"

બુદ્ધ બોલ્યો, "સિંહ! એક રીતે મને અક્રિયાવાદી કહેવાય એમ છે. પાપવિચારની ક્રિયા કરવી નહિ, પાપ-વિચારોનો નાશ કરવો, પાપવિચાર મનમાં સુધ્ધાં આવવા દેવો નહિ, એવો હું ઉપદેશ કરું છું. એ દૃષ્ટિએ હું અક્રિયાવાદી છું.

"પણ બીજો કોઈ મને ક્રિયાવાદી કહે, તો તેનું કહેવું પણ ખોટું કહી શકાશે નહિ, કેમકે પુણ્યપ્રદ વિચારોની ક્રિયા કરવી, કુશળ મનોવૃત્તિને વધાર્યે જવી, સદિચ્છાને અનુસરી વર્તવું, એવો હું ઉપદેશ કરું છું. આ દૃષ્ટિએ જોતાં હું ક્રિયાવાદી છું.

"સિંહ! વળી ત્રીજો કોઈ માણસ મને ઉચ્છેદવાદી પણ કહી શકે, કેમકે અકુશળ મનોવૃત્તિનો ઉચ્છેદ કરવા માટે હું ઉપદેશ કરું છું. આ દૃષ્ટિથી જોતાં હું ઉચ્છેદવાદી છું."

સિંહ બોલ્યો, "ભગવંત! આપને વિષે મારી અત્યંત ગેરસમજ થઈ હતી; પણ આ આપનો મિષ્ટ ઉપદેશ સાંભળી તે દૂર થઈ છે. આજથી હું આપને, આપના ધર્મને અને સંઘને શરણે જાઉં છું. આપ મારો ઉપાસક તરીકે અંગીકાર કરો."

બુદ્ધ બોલ્યો, "સિંહ, તારે જે કાંઈ કરવું હોય તે વિચાર કરી કર. કેમકે તારા જેવા પ્રસિદ્ધ મનુષ્યે વિચારપૂર્વક વર્તન કરવું ઘટે છે!"

સિંહ બોલ્યો, "ભદંત, બીજા પંથોના પ્રવર્તકનો જો હું શિષ્ય થયો હોત, તો તેમણે આ વૈશાલીમાં જાણે એકાદ વિજયપતાકા જ ફરકાવી હોત! પણ આપ મને વિચાર કરી વર્તવાનું કહો છો, તેથી મારી આપના પર અધિક શ્રદ્ધા બેસે છે!"

બુદ્ધ બોલ્યો, "આજ સુધી તું નિર્ગ્રન્થનો શ્રાવક હતો; માટે તે જો તારે ઘેર ભિક્ષાર્થે આવે તો તેમનેયે તારે ઠાલે હાથે કાઢવા ન ઘટે."

"ભગવન્! આપ બીજા પંથના શ્રમણોને દાન ન કરવું એવો ઉપદેશ આપો છો એમ મેં સાંભળ્યું હતું; પણ આજ મને જુદો જ અનુભવ મળે છે. ભગવન્! આ આપના ઔદાર્યને લીધે આપના તરફની મારી ભક્તિ દઢતર થઈ છે."

સિંહે બીજે દિવસે બુદ્ધને અને ભિક્ષુસંઘને પોતાને ઘેર આમંત્રણ આપ્યું અને ભારે આદરથી તેમને સંતુષ્ટ કર્યા. પણ નિર્ગ્રંથોને આ વાત રુચી નહિ. વૈશાલીમાં તેમણે એવી વાત ઉડાવી કે, "સિંહે મોટું પશુ * મારીને બુદ્ધ અને ભિક્ષુસંઘને મિજબાની આપી છે; અને બુદ્ધને આ વાતની ખબર હોવા છતાં તેણે સિંહને ઘેર આવી ભોજનનો સ્વીકાર કર્યો!" આ અફવા એક ગૃહસ્થે ધીરે રહી સિંહના કાનમાં કહી ત્યારે તે બોલ્યો, "એમાં કાંઈ અર્થ નથી. બુદ્ધની બેઆબરૂ કરવામાં નિર્ગ્રંથોને આનંદ છે; પરંતુ હું જાણીજોઈને મિજબાની માટે પ્રાણીની હિંસા કરું એ તદ્દન અસંભવિત છે."

---

* આ પશુ કયું તેનો નિર્ણય મૂળ ગ્રંથમાંથી થઈ શકતો નથી. અટ્ઠકથાકાર 'थूलं महासरीरं गोकण्णमहिससूकरसंखातं पसुं' એવો અર્થ કરે છે. તોપણ એ ઉપરથી એ પશુ કયું તે સ્પષ્ટ સમજાતું નથી

## ૩૪

# પસેનદિ કોસલરાજાને ઉપદેશ

[ કોસલસંયુત્ત — ચૂંટી કાઢેલા પ્રસંગો ]

### (ક) મિતાહારથી થતા ફાયદા

પસેનદિરાજા ખૂબ જમતો હતો. એક દિવસ જમતાંની સાથે તે જેતવનવિહારમાં આવ્યો, અને બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. વધારે અન્ન ખાધેલું હોવાથી રાજાનો શ્વાસ જોસથી ચાલતો હતો. તે જોઈ બુદ્ધે નીચેની ગાથા ગાઈ :

> मनुजस्स सदा सतीमतो
> मत्तं जानतो लद्धभोजने
> तनु तस्स भवन्ति वेदना
> सणिकं जीरति आयु पालयं ॥ *

તે વેળાએ પસેનદિ પાસે સુદર્શન નામનો તરુણ મનુષ્ય હતો તેને રાજાએ કહ્યું, "સુદર્શન! તું આ ગાથા મોઢે કરી મારી ભોજનવેળાએ રોજ ગાજે, એને બદલે હું તને રોજ સો કાર્ષાપણ આપીશ."

સુદર્શને તે ગાથા મોઢે કરી, અને રાજાની આજ્ઞા પ્રમાણે રોજ ભોજનને સમયે તે ગાવા લાગ્યો. આથી રાજાના મન પર સારી અસર થઈ અને તેણે વધારે અન્ન ખાવું છોડી

---

* જે સ્મૃતિમાન મનુષ્ય પોતાના ભોજનનું પ્રમાણ જાણે છે તેને (અજીર્ણની) વેદના થતી નથી. તે આયુષ્યનું પાલન કરતાં કરતાં લાંબે સમયે વૃદ્ધ થાય છે.

દીધું; તેથી તેના અંગની જડતા નષ્ટ થઈ, અંગ હલકું થયું, ત્યારે તે બોલ્યો, "તે ભગવાન કેટલા દયાળુ છે! તે મને પારમાર્થિક વિષયનો જ ઉપદેશ કરે છે એવું નથી, મારા ઐહિક હિતની સુધ્ધાં તેમને કાળજી છે!"

### (ખ) પુત્રી થઈ માટે વિષાદ માનવો નહિ

એક વખત પસેનદિ કોસલરાજા જેતવનવિહારમાં બુદ્ધ-દર્શને આવ્યો હતો. તેવામાં રાજમહેલમાંથી એક દૂતે આવી રાજાની માનીતી રાણી મલ્લિકાદેવીને પુત્રી થયાના સમાચાર તેને જણાવ્યા. તે સાંભળી રાજાને ઘણું ખોટું લાગ્યું.

ત્યારે બુદ્ધ બોલ્યો, "મહારાજ! કોઈ કોઈ સ્ત્રી પુરુષ કરતાં પણ સારી હોય છે. તે જો બુદ્ધિમતી, સુશીલ અને વડીલોને માન આપનારી, પતિવ્રતા નીકળે તો તેને કોણ દોષ દઈ શકે? વળી તેને પેટે જે પુત્ર થાય છે તે શૂરવીર થાય છે. એવી સૌભાગ્યવતી સ્ત્રીને પેટે જન્મેલો પુત્ર રાજ્ય ચલાવવાને સુધ્ધાં સમર્થ હોય છે. માટે હે રાજન્! તું તારી પુત્રીની પ્રેમથી સંભાળ રાખ!"

### (ગ) કૃપણતા અને ઉદારતાનું પરિણામ

એક દિવસ પસેનદિરાજા ખરે બપોરે જ જેતવનમાં આવ્યો, અને બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. ત્યારે બુદ્ધ બોલ્યો, "તું આટલે બપોરે ક્યાં જાય છે?"

રાજા બોલ્યો, "ભગવન્! આ શ્રાવસ્તીમાં હમણાં જ એક ધનાઢ્ય શાહુકાર મરણ પામ્યો. તે અપુત્ર હોવાથી તેની દોલત તાબામાં લેવા માટે હું ગયો હતો. હમણાં જ સર્વ માલમતા રાજમહેલમાં મોકલી દઈ હું અહીં આવ્યો છું. ભદંત! આ શાહુકારની પાસે કેટલી બધી સંપત્તિ છે એ શું કહું? એંશી લાખ સોનાના સિક્કા જ નીકળ્યા. રૂપાની તો ગણતરી જ થાય નહિ! પણ આ ગૃહસ્થનું જમણ કણકીનો

ભાત અને આંબલીનું પાણી, એટલું જ હતું! ખાદી સિવાય બીજું વસ્ત્ર તો બીચારાએ કદી વાપર્યું જ નથી, અને તેનું વાહન એટલે એક ખોખલો રથ! તે રથનેયે છત્રી નહિ. તે માથે એક પર્ણછત્ર (તાડપત્રની છત્રી) ધરી તે ભાંગેલા રથમાં બેસી ફરતો."

બુદ્ધે કહ્યુ, "મહારાજ! કૃપણની દોલતની એ જ ગતિ થાય છે! તે જીવતાં પોતાની જાતને સુખ દેતો નથી, પોતાનાં મા, બાપ, પુત્ર, પત્ની કે સગાંવહાલાંને સુખ દેતો નથી, તે શ્રમણ-બ્રાહ્મણને દાન કરતો નથી. એવી રીતે ભેગો કરેલો પૈસો છેવટે રાજાલોક લઈ જાય છે, ચોર લૂંટે છે કે તેના પ્રતિપક્ષી લોકો લઈ જાય છે! અથવા અગ્નિ અને ઉદકથી તે ધનનો નાશ થાય છે. ગામથી દૂર જંગલમાં એક તળાવ હોય, અને તેમાંનું પાણી કોઈના ઉપયોગમાં ન આવવાથી સુકાઈ જાય, એવી જ સ્થિતિ કૃપણ મનુષ્યની દોલતની થાય છે!

"પણ મહારાજ! જે પોતાની દોલતનો સદ્‌વ્યય કરે છે, પોતાની જાતને, માબાપને, પત્નીપુત્રને અને સગાંવહાલાંને સુખ આપે છે, શ્રમણબ્રાહ્મણને દાન દે છે, તેની સંપત્તિનો આમ નાશ થતો નથી. ગામ પાસેના સુંદર તળાવનો જેમ લોકોને ઉપયોગ થાય છે, અને તે તળાવનું પાણી નકામું જતું નથી, લોકોના વાપરવાથી તે સ્વચ્છ રહે છે, તેમ જ આ ઉદાર મનુષ્યની સંપત્તિનો સદ્વિનિયોગ થવાથી તેનો નાશ થતો નથી."

### (ઘ) ચાર પ્રકારના મનુષ્ય

પસેનદિ કોસલરાજા જેતવનમાં આવ્યો ત્યારે બુદ્ધે તેને કહ્યું, "મહારાજ! આ લોકમાં ચાર પ્રકારનાં મનુષ્યો છે. તે આ પ્રમાણે: તમમાંથી તમ પ્રતિ જનાર! તમમાંથી જ્યોતિ પ્રતિ જનાર! જ્યોતિમાંથી તમ પ્રતિ જનાર અને જ્યોતિમાંથી જ્યોતિ પ્રતિ જનાર.

"મહારાજ! એકાદ મનુષ્ય ચંડાલ, નિષાદ, વગેરે હીન કુલમાં જન્મે છે, અને આખો જન્મ દુષ્કૃત્યો કરવામાં ગાળે છે. આ માણસ તમમાંથી તમ ભણી જનાર છે, એમ હું કહું છું. બીજો એકાદ હીન કુલમાં જન્મે છે, ખાવાપીવાના તેને સાંસા હોય છે, પણ કાયા, વાચા, મને કરીને તે સત્કર્માચરણ કરે છે; એવા માણસને હું તમમાંથી જ્યોતિ પ્રતિ જનાર માણસ કહું છું. ત્રીજો એકાદ મહાન કુળમાં જન્મે છે, તેને ખાવાપીવાની પંચાત હોતી નથી, તે સારો દેખાવડો જણાય છે, પરંતુ કાયા, વાચા, મને કરીને દુરાચરણ કરે છે; તેને હું જ્યોતિમાંથી તમ પ્રતિ જનારો માણસ ગણું છું. પણ જે સારા કુળમાં જન્મી સર્વ કાળ સદાચરણ કરે છે, તે જ્યોતિમાંથી જ્યોતિ પ્રતિ જનારો મનુષ્ય છે!"

## (૬) જરામરણને સૈન્યથી જિતાશે કે?

એક દિવસ પસેનદિ કોસલરાજા ખરે બપોરે જેતવનમાં આવ્યો. બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠા પછી બુદ્ધે તેને પૂછ્યું, "મહારાજ! આજ બપોરે જ કઈ તરફ નીકળ્યા?"

રાજા બોલ્યો, "ભદંત! મારું રાજ્ય વિસ્તૃત થયું છે; તેનો હું ચિરકાળ ઉપભોગ લઈ શકું એટલા માટે હું હાલમાં પ્રયત્ન કરી રહ્યો છું."

બુદ્ધ બોલ્યો, "મહારાજ! પોતાના શત્રુનો સર્વ પ્રકારે તું બંદોબસ્ત કરે છે એ ઠીક છે; પરંતુ ધાર કે કોઈ માણસ દોડતો આવી તને કહેશે કે, 'મહારાજ! ચારે દિશાથી મોટા મોટા પર્વત તમારી પર ધસી આવે છે; તેમણે સર્વ પ્રાણીનો સંહાર કરવા માંડ્યો છે; આ વેળાએ તમારું જે કર્તવ્ય હોય તે તમે કરો.' આવે વખતે તું શું કરીશ?"

રાજા બોલ્યો, "ભદંત! આવે પ્રસંગે મારા સૈન્યનું શું ચાલનાર છે? સદ્ધર્માચરણ સિવાય બીજું હું શું કરી શકનાર છું? તે વેળાએ મારાં પુણ્યાચરણ જ મને કામ આવશે!"

બુદ્ધ બોલ્યો, "મહારાજ! જરા અને મૃત્યુ એ મોટા પર્વત કરતાંયે ભયંકર છે! હાથી, ઘોડા, રથ, પાયદળ ઇત્યાદિ સર્વ સૈન્યથી જરા અને મૃત્યુનો પરાભવ થાય એ શક્ય નથી. બ્રાહ્મણ કે ચાંડાળ જેવો ભેદ જરા અને મૃત્યુ રાખતાં નથી; માટે સુજ્ઞ માણસે સાવધાનપણે સદ્ધર્મનું આચરણ કરવું. સદાચરણ કરનાર માણસની આ લોકમાં પ્રશંસા થાય છે અને પરલોકમાં તે સદ્ગતિ પામે છે!"

૩૫

# રાજા અજાતશત્રુ અને શ્રામણ્યના ફળ વિષે પ્રશ્ન

[ સામઞ્ઞફલસુત્ત—દીઘ૰ વગ્ગ ૧ ]

પૂર્ણિમાના ઉપોસથને દિવસે રાત્રિને સમયે રાજા અજાતશત્રુ પોતાના અમાત્યો સાથે રાજમહેલની અગાસીમાં બેઠો હતો. તે વેળાએ ચંદ્રપ્રકાશને લીધે સર્વ પ્રદેશ અત્યંત રમણીય દીસતો હતો.

રાજા પોતાના અમાત્યો તરફ જોઈ બોલ્યો, “આજની રાત્રિ કેવી રમણીય છે! કેવી સુંદર છે! આ વેળાએ કોઈ પ્રસિદ્ધ શ્રમણ કે બ્રાહ્મણની મુલાકાત થાય તો મારું મન પ્રસન્ન થાય. આવો શ્રમણ કે બ્રાહ્મણ આ રાજગૃહમાં હાલમાં કોણ છે?”

તે અમાત્યોમાંથી એક જણ બોલ્યો, “મહારાજ, પૂરણ કાશ્યપ હાલમાં અત્રે રહે છે. પુષ્કળ લોકોનો તે ગુરુ છે, એ આપ જાણો છો જ!”

બીજો અમાત્ય બોલ્યો, “અતિ પ્રસિદ્ધ ધર્મપ્રવર્તક મક્ખલિ ગોસાલ હાલમાં અત્રે છે. તેનાં દર્શન મહારાજ જશે તો તે મહારાજના ચિત્તનું સમાધાન કરશે, એમ મને લાગે છે.”

ત્રીજા અમાત્યે અજિત કેસકંબલનાં દર્શને જવા વિષે અજાતશત્રુને વિનંતી કરી. ચોથાએ પકુધ કાત્યાયનની પ્રશંસા કરી અને રાજાએ એનાં દર્શને જવું એવી સૂચના રજૂ કરી. પાંચમાએ સંજય બેલટ્ઠપુત્તની મોટાઈ ગાઈ તેનાં દર્શને જવા

માટે રાજાનું મન વાળવાનો પ્રયત્ન કર્યો. છઠ્ઠાએ નિર્ગ્રંથ નાથપુત્રનાં દર્શને જવા વિષે રાજાને વિનંતી કરી. પરંતુ અજાતશત્રુ આમાંથી એકેનેયે ઉત્તર ન દેતાં ચૂપ રહ્યો.

જીવક કૌમારભૃત્ય નામનો પ્રસિદ્ધ વૈદ્ય મગધરાજાના દરબારમાં હતો. તે આ વેળાએ અજાતશત્રુ પાસે બેઠો હતો. અજાતશત્રુએ તેને પૂછ્યું, "સૌમ્ય જીવક! આ સંબંધે તું કાંઈ જ કહેતો નથી એ શું?"

જીવક બોલ્યો, "મહારાજ! હાલમાં ગુરુ બુદ્ધ મારા આમ્રવનમાં રહે છે. જો આપની મરજી હશે તો આપણે તે ભગવંતનાં દર્શને જઈશું."

અજાતશત્રુએ કહ્યું, "તો પછી હાથી સજ્જ કરવાનું કહે."

રાજાના હુકમ પ્રમાણે જીવકે પુષ્કળ હાથી અને હાથણી સજ્જ કરીને સર્વ તૈયાર હોવાની રાજાને ખબર આપી. રાજા પ્રત્યેક હાથણી ઉપર અંતઃપુરમાંની એક એક સ્ત્રીને બેસાડી પોતે એક ઉત્તમ હાથી પર આરૂઢ થઈ જીવકાદિ અમાત્યો સાથે ભારે ઠાઠમાઠથી બુદ્ધદર્શને ચાલ્યો.

આમ્રવનની પાસે આવતાં અજાતશત્રુ ગભરાયો અને જીવકને કહે, "સૌમ્ય જીવક! મને તું ફસાવતો તો નથી ને? મારા શત્રુના હાથમાં આપવા માટે મને અહીં આણ્યો નથી ને? સાડા બારસો ભિક્ષુકોનો સંઘ અહીં રહેતો હોવા છતાં એકનો પણ શબ્દ સંભળાતો નથી, એ ભારે આશ્ચર્ય નથી?"

જીવક બોલ્યો, "મહારાજ! બીશો મા. તમને ફસાવી શત્રુના તાબામાં આપવા માટે મેં અત્રે આણ્યા નથી. આપ આગળ થાઓ. આ સામેની ઓસરી પર દીવા સળગે છે!"

આમ્રવનની બહાર પોતાના સઘળા હાથી ઊભા રાખી, રાજા સર્વ મંડળી સહિત પગપાળો જ બુદ્ધગુરુ બેઠા હતા ત્યાં ગયો. રાજાને જીવકે બુદ્ધની ઓળખાણ આપી. પરંતુ તેમની

મુલાકાત લેતા પહેલાં જ ભિક્ષુસંઘની શાંતિ અને ગંભીર ચર્યા જોઈ તે બોલી ઊઠ્યો, "મારો ઉદાયિભદ્રકુમાર આવા પ્રકારની શાંતિથી સંપન્ન થાઓ!"

આ રાજાના ઉદ્ગાર સાંભળી બુદ્ધ બોલ્યો, "મહારાજ, તું પોતાના પ્રેમને અનુસરીને જ બોલ્યો છે!"

"હા, ભગવન્! ઉદાયિભદ્ર મારો વહાલો પુત્ર છે." અજાતશત્રુએ ઉત્તર આપ્યો અને બુદ્ધને તથા ભિક્ષુસંઘને નમસ્કાર કરી તે એક બાજુએ બેઠો.

એક બાજુએ બેઠા પછી અજાતશત્રુ બોલ્યો, "ભગવન્, જુદા જુદા યોદ્ધા, હજામ, રસોઇયા, માળી, ધોબી, કુંભાર, કારકુન વગેરે લોક પોતપોતાની કળાનાં આ લોકમાં ફળ મેળવે છે, પોતાની કળાના બળ પર દ્રવ્યાર્જન કરી તે પોતાનો ઉદરનિર્વાહ કરે છે, પોતાનાં માતાપિતાની સંભાળ લે છે, અને શ્રમણબ્રાહ્મણને દક્ષિણા આપી પરલોકમાં સ્વર્ગનો માર્ગ ખુલ્લો કરે છે. પણ, ભગવન્! આ લોકના શિલ્પનું જેવું પ્રત્યક્ષ ફળ છે, તેવું શ્રામણ્યનું પ્રત્યક્ષ ફળ દેખાડી શકશો?"

બુદ્ધ બોલ્યો, "આ પ્રશ્ન તેં બીજા શ્રમણોને પૂછી જોયો છે?"

રાજા બોલ્યો, "હા, એક વાર મેં પૂરણ કાશ્યપને આ પ્રશ્ન પૂછ્યો હતો, ત્યારે પૂરણ બોલ્યા, 'કરનાર કે કરાવનારને, મરનાર કે મરાવનારને, પરદારાગમન કરનારને, ખોટું બોલનારને, કે અન્ય કોઈ પણ કર્મ કરનારને તે કર્મથી પાપ લાગતું નથી. તે જ પ્રમાણે કોઈ સારું કૃત્ય કરવાથી પુણ્યપ્રાપ્તિ થાય છે એ દૃષ્ટિયે ખોટી છે!' આ પ્રમાણે ભગવન્! પૂરણ કાશ્યપને શ્રામણ્યનું પ્રત્યક્ષ ફળ પૂછતાં, તેણે પોતાનો અક્રિયાવાદ જણાવ્યો.

"ફરી એક વખત મેં આ પ્રશ્ન મક્ખલિ ગોસાલને પૂછ્યો હતો. ત્યારે તે બોલ્યો, 'પ્રાણીની શુદ્ધિને કે સંક્લેશને કાંઈ કારણની જરૂર પડતી નથી, પોતાના પ્રયત્નથી મનુષ્ય

મોક્ષ મેળવશે એ વાત ખોટી છે. સઘળી યોનિમાંથી પસાર થયા વિના પ્રાણીને મોક્ષ મળતો નથી. મૂર્ખ કે ડાહ્યા મનુષ્યને સર્વ યોનિમાં જન્મ લીધા પછી આપોઆપ મોક્ષ મળનાર છે!' આ પ્રમાણે મક્ખલિ ગોસાલને મેં શ્રામણ્ય-ફળ સંબંધે પ્રશ્ન પૂછતાં, તેણે પોતાનો સંસારશુદ્ધિવાદ રજૂ કર્યો.

"બીજે પ્રસંગે અજિત કેસકંબલને મેં આ પ્રશ્ન પૂછતાં તેણે કહ્યું, 'સારાનરસાનું ફળ ભોગવવું પડે છે એ વાત ખોટી છે. ચાર મહાભૂતોમાંથી આ દેહ બન્યો છે. મનુષ્ય મૃત્યુ પામ્યા પછી પૃથ્વીનો અંશ પૃથ્વીમાં જાય છે, વાયુનો વાયુમાં, ઉદકનો ઉદકમાં અને અગ્નિનો અગ્નિમાં જાય છે; મરણ પછી મનુષ્યનું કાંઈ બાકી રહેતું નથી. દાનની પ્રશંસા કેવળ મૂર્ખ લોક કરે છે; તેમના બોલવામાં કાંઈ જ અર્થ નથી!' આ પ્રમાણે અજિત કેસકંબલને મેં શ્રામણ્યફળ સંબંધે પ્રશ્ન પૂછતાં, તેણે પોતાના ઉચ્છેદવાદનું પ્રતિપાદન કર્યું.

"ભગવન્! એક વખત પકુધ કાત્યાયનને મેં આ પ્રશ્ન પૂછતાં તે બોલ્યો, 'પૃથ્વી, ઉદક, તેજ. વાયુ, સુખ, દુઃખ, અને જીવ, આ સાત પદાર્થ નિત્ય છે. તે કોઈએ જ ઉત્પન્ન કર્યા નથી. અર્થાત્ એમને બીજો મારે છે કે મરાવે છે એ વાત ખોટી છે.' આ પ્રમાણે પકુધ કાત્યાયનને મેં શ્રામણ્યફળ સંબંધે પ્રશ્ન પૂછતાં, તેણે પોતાનો સપ્તપદાર્થવાદ કે અન્યોન્ય-વાદ મને કહ્યો.

"વળી એક વાર હું નિર્ગ્રન્થ નાથપુત્રને મળ્યો અને તેમને એ વિષે પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું, 'નિર્ગ્રન્થ કોઈ પણ પ્રકારના પાપને અડકતો નથી; સઘળાં પાપનો નાશ કરવાનો તે પ્રયત્ન કરે છે; સર્વ પાપ ધોઈ નાખે છે. અને પાપાવરણથી મુક્ત રહે છે. એને હું ચાતુર્યામસંવરસંવૃત કહું

છું.' આ પ્રમાણે નિર્ગ્રન્થ નાથપુત્રને મેં શ્રામણ્યફળ સંબંધે પ્રશ્ન પૂછતાં, તેણે પોતાનો ચાતુર્યામસંવર મને સંભળાવ્યો.

"સંજય બેલટ્ટપુત્રને જ્યારે મેં આ પ્રશ્ન પૂછ્યો, ત્યારે તેણે મને કહ્યું કે, 'તમે જો પરલોક છે કે એમ પૂછશો, તો તે મને ખબર નથી. પરલોક નથી એ સુધ્ધાં હું જાણતો નથી. પ્રાણીને કર્મ પ્રમાણે ફળ મળે છે કે નહિ એ કહી શકતો નથી. તથાગત મરણ પછી ઉત્પન્ન થાય છે કે નહિ એ પણ હું કહી શકવાનો નથી.' આ પ્રમાણે બેલટ્ટપુત્રને શ્રામણ્યફળ સંબંધે પ્રશ્ન કરતાં, તેણે પોતાનો વિક્ષેપ (અજ્ઞેય)વાદ કહ્યો.

"ભગવન્! આમાંનો એક પણ મારા મનનું સમાધાન કરી શક્યો નહિ, પણ મારા જેવા રાજાએ શ્રમણનું કોઈ પણ રીતે અપમાન કરવું યોગ્ય નથી, એમ વિચાર કરી આ આચાર્યો વિરુદ્ધ કાંઈ ના કહેતાં હું ગુપચુપ પાછો ફર્યો."

બુદ્ધ બોલ્યો, "મહારાજ! તારો કોઈ દાસ પોતાની દુર્ગત સ્થિતિથી કંટાળી ભિક્ષુ થાય અને ભારે સાધુતાથી વર્તે, તો આવા મનુષ્યને તું પકડી ફરી નોકરનું કામ કરાવીશ?"

અજાતશત્રુ બોલ્યો, "ના, એવા મનુષ્યને હું મારી સામે આસન આપીશ અને તેને અન્નવસ્ત્રની તાણ ન પડે એવી વ્યવસ્થા કરીશ."

"તો પછી મહારાજ! શ્રામણ્યનું આ પ્રત્યક્ષ ફળ ગણી શકાય કે નહિ?"

"ભગવન્! નિઃસંશય એને શ્રામણ્યનું પ્રત્યક્ષ ફળ ગણવું જોઈએ!"

બુદ્ધ બોલ્યો, "કોઈ દરિદ્રી મનુષ્ય પોતાની અલ્પ સંપત્તિનો ત્યાગ કરી ભિક્ષુ થશે અને ભિક્ષુને પાળવાના સર્વ નિયમો પાળશે, પેટપૂરતું અન્ન અને દેહાચ્છાદન પૂરતાં વસ્ત્રથી તે સંતુષ્ટ રહેશે, અને લોભ, ક્રોધ, આલસ્ય, ચંચળતા અને કુશંકા એ પાંચ આવરણથી પોતાનું ચિત્ત મુક્ત કરી તે

સાવધાનીથી વર્તશે; જેમ કોઈ માણસ ઋણમાંથી મુક્ત થાય કે ભયંકર વ્યાધિમાંથી મુક્ત થાય, બંધનાગારમાંથી મુક્ત થાય, દાસ્યમાંથી મુક્ત થાય, અથવા જંગલમાં થઈ સુરક્ષિતપણે બહાર નીકળે, તેમ જ આ ભિક્ષુ ચિત્તનાં પાંચ આવરણમાંથી મુક્ત થઈ સર્વ ધ્યાન પ્રાપ્ત કરી લે, ત્યારે તેને શ્રામણ્યનું પ્રત્યક્ષ ફળ મળ્યું એમ કહેવામાં હરકત રહેશે?"

અજાતશત્રુ બોલ્યો, "તેને નિઃસંશય શ્રામણ્યનું ફળ મળ્યું છે એમ કહેવું પડશે."

બીજા જુદા જુદા માર્ગે બુદ્ધે શ્રામણ્યનું ફળ કેમ મળે છે એ કહ્યા પછી અજાતશત્રુ બુદ્ધને, ધર્મને અને સંઘને શરણે જઈ બુદ્ધોપાસક થયો, અને બોલ્યો, "ભગવન્! મેં મહાન અપરાધ કર્યો છે. હું મૂર્ખપણે મારા ધાર્મિક પિતાના મરણનું કારણ થયો, તે બદલ મને પશ્ચાત્તાપ થાય છે. ભગવન્! આ અપરાધની મને ક્ષમા આપો."

બુદ્ધ બોલ્યો, "મહારાજ, એ તારો અપરાધ થયો, એમાં સંશય નથી; પણ આ અપરાધનો પશ્ચાત્તાપ થાય છે, એ સમાધાનકારક છે. પોતાને હાથે થયેલા અપરાધનો પસ્તાવો કરવો, અને ફરી તેવો અપરાધ થવા ન દેવો, એ આર્ય શ્રાવકનું કર્તવ્ય છે."

અજાતશત્રુ બોલ્યો, "ભગવન્! હું હવે જાઉં છું. મારી પાછળ પુષ્કળ કામો લાગેલાં છે."

"ઠીક છે," બુદ્ધે ઉત્તર આપ્યો. અજાતશત્રુ ચાલી ગયા પછી બુદ્ધે ભિક્ષુઓને કહ્યું, "આ રાજાને હાથે જો પિતૃહત્યાનું પાપ થયું ન હોત, તો અહીં ને અહીં જ તેને સોતાપત્તિફલની પ્રાપ્તિ થઈ હોત."

## ૩૬

# પરિનિર્વાણ

[ મહાપરિનિબ્બાનસુત્ત—દીઘ૦ વગ્ગ ૨ ]

મગધદેશની ઉત્તરે વજ્જી નામના મહાજનોનું બલવાન રાજ્ય હતું. એમને લિચ્છવી પણ કહેતા. આ રાજ્ય મહાજનસત્તાક હોઈ શાકયોનાં રાજ્યોની પદ્ધતિ પ્રમાણે ચાલતું હતું. અજાતશત્રુ વજ્જીઓ ઉપર ઘણો ખારે બળતો હતો. વજ્જીઓના નાશ માટે તે તત્પર થઈ રહ્યો હતો. એક દિવસ તેણે પોતાના વસ્સકાર નામના બ્રાહ્મણ અમાત્યને કહ્યું કે, "હે બ્રાહ્મણ! તું બુદ્ધ પાસે જઈ એમ કહે કે, 'મગધરાજ વજ્જીઓનો ઉચ્છેદ કરવા ઇચ્છે છે.' આ સંબંધે બુદ્ધનો શો મત છે તે મારે જાણવું જોઈએ."

અજાતશત્રુની આજ્ઞા પ્રમાણે વસ્સકાર બ્રાહ્મણ ગૃધ્રકૂટ પર્વત પર બુદ્ધ રહેતો હતો ત્યાં ગયો, અને પોતાના રાજાનો મનોરથ તેણે બુદ્ધને જણાવ્યો. તે વેળાએ આનંદ બુદ્ધને પંખો નાંખતો હતો; તેની તરફ વળી બુદ્ધ બોલ્યો, "આનંદ! આજ સુધી વજ્જીઓ વારંવાર એકત્ર થઈ રાજકારણનો વિચાર કરે છે કે?"

"હા ભગવન્!" આનંદે ઉત્તર આપ્યો.

"આનંદ, વજ્જીઓ જ્યારે એકત્ર થાય છે અને પછી જ્યારે ઘેર જાય છે, ત્યારે તેમનામાં એકસરખો સંપ હોય છે કે?"

"હા, ભગવન્! એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"પોતાના કરેલા કાયદાનો* વજ્જીઓ ભંગ કરતા નથી ને? કિંવા કાયદાનો મનમાનતો ગમે તેવો અર્થ કરતા નથી ને? તે કાયદાને અનુસરી વર્તે છે ને?"

"હા, ભગવન્! વજ્જીઓ કાયદાસર વર્તે છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"વૃદ્ધ રાજકારણી પુરુષોને વજ્જીઓ માન આપી, તેમની સલાહ વારંવાર લે છે કે?"

"હા, ભગવન્! વજ્જીઓના રાજ્યમાં વૃદ્ધ રાજકારણી પુરુષોનું સારું સન્માન થાય છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"તે પોતાના રાજ્યમાં વિવાહિત કે અવિવાહિત સ્ત્રીઓ પર બળાત્કાર કરતા નથી ને?"

"ભગવન્! વજ્જીઓના રાજ્યમાં સ્ત્રીજાતિનું માન બરોબર સચવાય છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

"વજ્જીઓનાં શહેરમાંનાં કે શહેર બહારનાં જે દેવસ્થાનો છે, તેમની તેઓ યોગ્ય કાળજી લે છે ને?"

"હા, ભગવન્! પોતાનાં દેવસ્થાનોની યોગ્ય કાળજી તેઓ લે છે, એમ મેં સાંભળ્યું છે."

"આનંદ, પોતાના રાજ્યમાં આવેલા અર્હન્ત સુખેથી રહે, અને ન આવેલા અર્હન્તોને પોતાના રાજ્યમાં આવવાનું ઉત્તેજન મળે, એ માટે વજ્જીઓ અર્હન્તોને કોઈ પણ પ્રકારે ત્રાસ પહોંચવા દેતા નથી ને?"

"ભગવન્! વજ્જીઓ સાધુસંતો તરફ ઘણો આદર રાખે છે, અને તેમનું યોગ્ય પાલન કરે છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે."

* વજ્જીઓના કાયદાના થોડા નમૂના મહાપરિનિબ્બાનસુત્તની અટ્ઠકથાઓમાં મળે છે; પણ તે ઉપરથી સર્વ કાયદાનું બરાબર અનુમાન થતું નથી.

બુદ્ધે વસ્સકાર બ્રાહ્મણને કહ્યું, “હે બ્રાહ્મણ, હું એક વખત વૈશાલીમાં રહેતો હતો, તે વખતે મેં અભ્યુન્નતિના આ સાત નિયમો વજ્જીઓને કરી આપ્યા છે. આ સાત નિયમોને અનુસરી જ્યાં સુધી વજ્જીઓ વર્તશે, ત્યાં સુધી તેમની ઉન્નતિ જ છે, અવનતિ થનાર નથી.”

વસ્સકાર બ્રાહ્મણે કહ્યું, “ભગવન્! આમાંના એક નિયમનેયે વજ્જીઓ અનુસરશે, તોયે તેમની હાનિ થવાનો સંભવ નથી. સર્વ નિયમ પાળવામાં આવશે તો તેમની અભ્યુન્નતિ થશે, એ વિષે કહેવાપણું જ નથી! અમારો રાજા વજ્જીઓ પર ચડાઈ ન કરે એ જ સારું છે.”

વસ્સકાર બ્રાહ્મણ ગયા પછી બુદ્ધે આનંદને મોકલી રાજગૃહની આસપાસ રહેનારા સર્વ ભિક્ષુઓને એકત્ર કર્યા, અને તેમને કહ્યું કે, “હે ભિક્ષુઓ! હું તમને અભ્યુન્નતિના સાત નિયમો કરી આપું છું, તેમનું ધ્યાનપૂર્વક શ્રવણ કરો.

“જ્યાં સુધી તમે વારંવાર એકત્ર થઈ સંઘકૃત્ય કરશો, જ્યાં સુધી તમારામાં સંપ રહેશે, સંપથી તમે સર્વ સંઘકૃત્ય કરશો, જ્યાં સુધી સંઘના નિયમો તોડશો નહિ, જ્યાં સુધી તમે પોતામાંના વૃદ્ધ ભિક્ષુને માન આપશો, જ્યાં સુધી તમે પોતાની તૃષ્ણાના તાબામાં જશો નહિ, જ્યાં સુધી તમે એકાંતવાસમાં આનંદ માનશો, અને જ્યાં સુધી પોતાના સાથીઓ સુખી થાય એવી કાળજી રાખશો, ત્યાં સુધી તમારી અભ્યુન્નતિ જ થનાર છે, હાનિ થનાર નથી.

“ભિક્ષુઓ! બીજાયે અભ્યુન્નતિના સાત નિયમો હું કરી આપું છું. તેમનું ધ્યાનપૂર્વક શ્રવણ કરો. (૧) વરગતુ કામમાં આનંદ માનશો નહિ; (૨) ગપ્પાં મારવામાં કાળ ગાળવામાં આનંદ માનશો નહિ; (૩) નિદ્રામાં વખત ગાળવામાં આનંદ માનશો નહિ; (૪) પોતાના સાથીદારો સાથે વખત ગાળવામાં આનંદ માનશો નહિ; (૫) દુર્વાસનાને વશ થશો નહિ; (૬)

દુષ્ટની સંગતિમાં પડશો નહિ; (૭) અલ્પ સમાધિની પ્રાપ્તિથી કૃતકૃત્ય થશો નહિ. જ્યાં સુધી મનોભાવથી આ સાત નિયમો તમે પાળશો, ત્યાં સુધી તમારી અભ્યુન્નતિ જ થનાર છે; હાનિ થનાર નથી.

"ભિક્ષુઓ! વળી અભ્યુન્નતિના બીજા સાત નિયમ હું કહું છું. તેમનું શ્રવણ કરો. (૧) તમે શ્રદ્ધાળુ થાઓ; (૨) પાપકર્મથી લાજો; (૩) લોકાપવાદનો ભય ધરો; (૪) વિદ્વાન થાઓ; (૫) સત્કર્મ કરવામાં ઉત્સાહ રાખો; (૬) સ્મૃતિ જાગ્રત રાખો; અને (૭) પ્રજ્ઞાવાન થાઓ. જ્યાં સુધી તમે આ સાત નિયમોનું પાલન કરશો ત્યાં સુધી તમારી અભ્યુન્નતિ જ થનાર છે, હાનિ થનાર નથી.

"ભિક્ષુઓ! વળી અભ્યુન્નતિના બીજા સાત નિયમ હું આપું છું, તેમનું ધ્યાનપૂર્વક શ્રવણ કરો. (૧) સ્મૃતિસંબોધ્યંગની ભાવના કરો; (૨) ધર્મપ્રવિચયસંબોધ્યંગની ભાવના કરો; (૩) વીર્યસંબોધ્યંગની ભાવના કરો; (૪) પ્રીતિસંબોધ્યંગની ભાવના કરો; (૫) પ્રશ્રબ્ધિસંબોધ્યંગની ભાવના કરો; (૬) સમાધિસંબોધ્યંગની ભાવના કરો; (૭) ઉપેક્ષાસંબોધ્યંગની ભાવના કરો. જ્યાં સુધી તમે આ સાત નિયમો પાળશો, ત્યાં સુધી તમારી અભ્યુન્નતિ થનાર છે, અવનતિ થનાર નથી."

રાજગૃહમાંના ભિક્ષુઓને શીલ,* સમાધિ ઇત્યાદિ મુદ્દા સંબંધે વારંવાર ઉપદેશ કરી બુદ્ધ પોતાના ભિક્ષુસંઘ સહિત અંબલટ્ઠિકા ગામમાં આવ્યો અને ત્યાંથી નાલંદા ગયો. ત્યાં સારિપુત્ર બુદ્ધને વંદન કરી બોલ્યો, "ભગવન્! મારી એવી શ્રદ્ધા છે કે સંબોધિજ્ઞાનમાં ભગવાનના જેવો બીજો કોઈ શ્રમણ-બ્રાહ્મણ થયો નથી, થવાનો નથી અને હાલમાં છે નહિ."

બુદ્ધ બોલ્યો, "તું આ વાત નિઃશંકપણે કહે છે. પરંતુ તને પ્રાચીન બુદ્ધો સંબંધે સર્વ માહિતી છે? અને જે હવે

* જુઓ "બુદ્ધ, ધર્મ અને સંઘ", વ્યાખ્યાન રજું.

પછી ભવિષ્યમાં થનારા બુદ્ધો છે, તેમને વિષે કાંઈ કલ્પના છે?"

સારિપુત્રે જવાબ આપ્યો, "ભગવન્! મને પ્રાચીન બુદ્ધોની માહિતી નથી કે ભવિષ્યના બુદ્ધોના સ્વભાવનીયે કલ્પના નથી!"

બુદ્ધ બોલ્યો, "ઠીક, સારિપુત્ર! મારાયે સ્વભાવની તને યથાર્થ કલ્પના આવી છે?"

"ના, ભગવન્!" સારિપુત્રે ઉત્તર આપ્યો.

"તો પછી સારિપુત્ર! તારી આ શ્રદ્ધાને આધાર શો?"

સારિપુત્રે જવાબ આપ્યો, "ભગવન્! જોકે મને પ્રાચીન બુદ્ધોની માહિતી નથી, હવે પછી થનાર બુદ્ધોના સ્વભાવની મને કલ્પના આવી નથી અને આપના ગંભીર સ્વભાવનીયે કલ્પના થયેલી નથી, તોપણ આપના બુદ્ધત્વ બદ્દલ મને શંકા રહી નથી. આપે જે ધર્મોપદેશ કર્યો તે દ્વારા આપના ગૌરવની મને ખાતરી થઈ છે. પ્રાચીન કાળમાં જે કોઈ બુદ્ધો થયા હશે, તેઓ ચિત્તનાં પાંચ આવરણો દૂર કરી, સાત બોધ્યંગોની ભાવના કરીને જ થયા હશે. આગળ થનારા બુદ્ધ સુધ્ધાં આ જ માર્ગે થશે, અને આપ સુધ્ધાં એવી જ રીતે બુદ્ધ થયા છો, એવી મારી ખાતરી છે."

નાલંદા ગામમાં કેટલાક દિવસ રહ્યા પછી બુદ્ધગુરુ પાટલિગ્રામે ગયો. બુદ્ધ પોતાને ગામ આવ્યાના સમાચાર સાંભળી પાટલિગ્રામવાસી ઉપાસકો એનાં દર્શને આવ્યા અને તેમણે પોતાના આવસથાગાર (ધર્મશાળા)માં આવી રહેવાની બુદ્ધને વિનંતી કરી. ઉપાસકોની વિનંતીને માન આપી બુદ્ધ આવસથાગારમાં ગયો, અને ત્યાં પગ ધોઈ વચલા થાંભલાને અડી પૂર્વાભિમુખે વિરાજ્યો. ભિક્ષુસંઘ પણ પગ ધોઈ બુદ્ધની બેઉ બાજુએ બેઠો, અને તે ઉપાસકો પણ પગ ધોઈ તે આવસથાગારમાં આવી બેઠા.

ત્યાર પછી બુદ્ધે તેમને કહ્યું, "હે ગૃહસ્થો! શીલભ્રષ્ટ મનુષ્યની પાંચ પ્રકારે હાનિ થાય છે: (૧) દુરાચરણથી તેની સંપત્તિનો નાશ થાય છે; (૨) તેની અપકીર્તિ થાય છે; (૩) કોઈ પણ સભામાં તેનો પ્રભાવ પડતો નથી; (૪) તે શાંતિથી મરણ પામતો નથી; અને (૫) મરણ પછી તે દુર્ગતિને પામે છે.

"હે ગૃહસ્થો! સદાચરણી મનુષ્યને તેના સદાચરણથી પાંચ ફાયદા થાય છે: (૧) સદાચરણથી તેની સંપત્તિની વૃદ્ધિ થાય છે; (૨) લોકમાં તેની કીર્તિ થાય છે; (૩) કોઈ પણ સભામાં તેનો પ્રભાવ પડે છે; (૪) તે શાંતિથી મરણ પામે છે; અને (૫) મરણ પછી તે સુગતિને પામે છે."

તે વેળાએ પાટલિગ્રામ પાસે પાટલિપુત્ર નામનું શહેર બંધાતું હતું. અજાતશત્રુએ સુનીધ અને વસ્સકાર એ બે અમાત્યોને એ કામ ઉપર નીમ્યા હતા. વજ્જીઓની સવારીઓ મગધદેશ ઉપર ન થાય એ ઉદ્દેશથી ગંગાને કાંઠે આ નવીન શહેર બાંધવામાં આવતું હતું.

સુનીધ અને વસ્સકારને બુદ્ધ પાટલિગ્રામે આવ્યાના સમાચાર મળતાં જ તેની પાસે જઈ એક નવીન આવસથમાં તેને અને ભિક્ષુસંઘને આવવા માટે આમંત્રણ કર્યું. તે પ્રમાણે બુદ્ધ ભિક્ષુસંઘ સહિત ત્યાં ગયો. સુનીધ અને વસ્સકારે પોતે સર્વ સંઘને તૃપ્ત કર્યા પછી બુદ્ધે તે બેઉના દાનનું અનુમોદન કર્યું; અને તે પાટલિગ્રામથી કોટિગ્રામ જવા નીકળ્યો. જે નગરદ્વારમાંથી બુદ્ધ બહાર ગયો તે દ્વારનું નામ સુનીધ અને વસ્સકારે "ગૌતમદ્વાર" રાખ્યું.

તે વેળાએ ગંગા પાણીથી ભરપૂર થઈને વહેતી હતી. બુદ્ધ ગંગાને કાંઠે આવી જુએ છે તો ત્યાં ભારે ગરબડ થઈ રહી હતી. પાર ઊતરવાને કેઈ નૌકા શોધતા હતા, તો કોઈ હોડી શોધતા હતા અને બીજા ત્રાપા બાંધતા હતા. બુદ્ધ આ

ભીડમાં દાખલ ન થતાં અને ત્રાપા વગેરે બાંધવાની પંચાતમાં ન પડતાં પોતાના ભિક્ષુસંઘ સાથે સુરક્ષિતપણે નદી પાર ઊતર્યો; અને સામેના તીર પર ઊભો રહી નીચે પ્રમાણે બોલ્યો :

ये तरन्ति अण्णवं सरं सेतुं कत्वा विसज्ज पल्ललानि ।
कुल्लं हि जनो पबधति तिण्णा मेधाविनो जना ॥ *

બુદ્ધે કોટિગ્રામમાં આવ્યા પછી ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ ! દુઃખ આર્યસત્ય, દુઃખસમુદય આર્યસત્ય, દુઃખનિરોધ આર્યસત્ય, અને દુઃખનિરોધગામિમાર્ગ આર્યસત્ય, આ ચાર આર્યસત્યોનો બોધ ન થવાથી પુષ્કળ કાળ સુધી આપણે સર્વ જણ સંસૃતિપાશમાં સપડાયા હતા. પરંતુ હવે આ આર્યસત્યોનો બોધ થવાથી આપણે દુઃખનાં મૂળ ખોદી કાઢયાં છે, અને આપણે પુનર્જન્મથી મુક્ત થયા છીએ."

કોટિગ્રામથી બુદ્ધગુરુ પ્રવાસ કરતો કરતો વૈશાલી જઈ પહોંચ્યો. વૈશાલીની પ્રસિદ્ધ ગણિકા આમ્રપાલીએ બુદ્ધના આગમનના સમાચાર સાંભળ્યા અને ભારે ઠાઠમાઠથી તે તુરતાતુરત બુદ્ધદર્શને આવી. તેણે બુદ્ધનાં દર્શન કરી તેને બીજે દિવસે ભિક્ષુસંઘ સાથે પોતાને ત્યાં ભોજનનું આમંત્રણ આપ્યું.

બુદ્ધ પોતાના શહેરમાં આવ્યાના સમાચાર સાંભળી લિચ્છવી સુધ્ધાં બુદ્ધદર્શને નીકળ્યા. વાટમાં આમ્રપાલી તેમને મળી. તેમણે પૂછ્યું, "કેમ બહેન આમ્રપાલી ! તું આજ ઉતાવળી ઉતાવળી ક્યાંથી આવે છે ?"

* જે આર્યાષ્ટાંગિક માર્ગનો સેતુ કરીને ભવસમુદ્ર તરી જાય છે, તેમને પાપકર્દમમાં પડવાની ભ્રાંતિ હોતી નથી. આ ભવસાગર તરી જવા માટે પૃથગ્જન, એટલે સામાન્ય માણસ, ભળતા જ પ્રયત્નો કરે છે, તે યજ્ઞયાગાદિક ત્રાપાની કે દેહદંડનાદિક નાવની ધાંધલ મચાવે છે પરંતુ આર્યજન આ માર્ગનું અવલંબન ન કરતાં મધ્યમ માર્ગરૂપી સેતુ પરથી સુખરૂપ પાર ઊતરે છે, એવો આ ગાથાનો ભાવાર્થ છે.

"હે આર્યપુત્રો! મેં આવતી કાલે મારે ઘેર બુદ્ધને અને ભિક્ષુસંઘને નિમંત્રણ કર્યું છે. તેથી આવતી કાલની તૈયારી કરવા હું ઉતાવળી ઉતાવળી જાઉં છું." આમ્રપાલીએ ઉત્તર આપ્યો.

લિચ્છવી બોલ્યા, "આમ્રપાલી! આવતી કાલે તારે બદલે અમે જ બુદ્ધને ભોજન આપીશું, અને તેં આપેલા આમંત્રણ બદલ તને એક લાખ કાર્ષાપણ આપીએ છીએ."

"આર્યપુત્ર! તમે જો મને આખી વૈશાલી આપો, તોયે હું બુદ્ધને અને ભિક્ષુસંઘને આપેલું આમંત્રણ પાછું લેનાર નથી," આમ્રપાલીએ ઉત્તર આપ્યો.

લિચ્છવી કાંઈ પણ ઉત્તર ન આપતાં બુદ્ધ પાસે ગયા. તેમને દૂરથી જોઈ બુદ્ધે ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ! જેમણે તાવત્ત્રિંશત્ દેવ જોયા ન હોય, તેમણે આ લિચ્છવી-સમુદાય ભણી જોવું!"

લિચ્છવી રાજાએ બુદ્ધને મળી પોતાને ત્યાં બીજે દિવસે ભોજનાર્થે આવવાની વિનંતી કરી, પણ બુદ્ધ બોલ્યો, "લિચ્છવી! આવતી કાલે મેં આમ્રપાલીનું આમંત્રણ સ્વીકાર્યું છે, તેથી તમારું આમંત્રણ સ્વીકારી શકતો નથી."

બીજે દિવસે બુદ્ધગુરુ મધ્યાહ્ન થયા પૂર્વે આમ્રપાલીને ઘેર ગયો. આમ્રપાલીએ પોતે બુદ્ધ અને સંઘને સારી રીતે તૃપ્ત કર્યાં; અને પછી પોતાનું ઉદ્યાન સંઘને દાનમાં અર્પણ કર્યું. ત્યારે આમ્રપાલીના દાનનું અનુમોદન કરી અને તેને ધર્મોપદેશ કરી બુદ્ધ ત્યાંથી ભિક્ષુસંઘ સાથે ચાલી નીકળ્યો.

વૈશાલીમાં આમ્રપાલીના ઉદ્યાનમાં કેટલોક કાળ રહી બુદ્ધગુરુ ભિક્ષુસંઘ સાથે બિલ્વગ્રામ આવ્યો. ત્યાં તેણે ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ! તમારી સવડ પ્રમાણે આ ચાતુર્માસમાં તમે વૈશાલીની આસપાસ નિવાસ કરો. હું આ ચાતુર્માસ અહીં જ ગાળવાનો છું."

તે ચાતુર્માસમાં બુદ્ધને ભયંકર માંદગી શરૂ થઈ. પણ તેણે પોતાની જાગૃતિ શિથિલ થવા દીધી નહિ. તે મનમાં જ બોલ્યો કે, "ભિક્ષુસંઘને જોયા વિના મારું પરિનિર્વાણ થાય, એ મને ઉચિત લાગતું નથી. માટે મારા માનસિક ઉત્સાહથી આ માંદગી દાબી દઈ મારે મારા આયુષ્યમાં બીજા કેટલાક દિવસો વધારવા જોઈએ."

બુદ્ધ આ માંદગીમાંથી સારો થયા પછી આનંદે તેને કહ્યું, "ભગવન્! આપ આ માંદગીમાંથી સારા થયા, તે જોઈ મને આનંદ થાય છે. આપની આ માંદગીમાં મારા જીવને જરીયે ચેન પડ્યું નહિ, મને કાંઈ કામેય સૂઝ્યું નહિ, અને મારો દેહ દૂબળો પડી ગયો. પણ ભગવન્! આપ ભિક્ષુસંઘને છેવટની કાંઈક વાત કર્યા વિના નિર્વાણ પામશો નહિ, એવી મને આશા હોવાથી મારા મનને જરા ધીરજ આવી."

બુદ્ધ બોલ્યો, "આનંદ! ભિક્ષુસંઘ મારી પાસેથી બીજી કઈ વાત સમજી લેવાની ઇચ્છા રાખે છે? મારો ધર્મ મેં ખુલ્લો કરી બતાવ્યો છે, એમાં મેં ગુરુકૂંચી રાખી નથી. આનંદ! જેને ભિક્ષુસંઘના નાયક થવાની, કિંવા ભિક્ષુસંઘ પોતા પર જ અવલંબીને રહે એવી ઇચ્છા હશે, તે જ છેવટે ભિક્ષુસંઘને કહેવા માટે કાંઈ વાત ગુપ્ત રાખશે; પણ આનંદ! તથાગતની ભિક્ષુસંઘના નાયક થવાની, કે ભિક્ષુસંઘ પોતા પર જ અવલંબી રહે, એવી ઇચ્છા નથી. એટલે તથાગત પાસે એવી એકે વાત નથી કે જે તેણે ભિક્ષુસંઘને સ્પષ્ટપણે કહી ન હોય. આનંદ! હું હવે વૃદ્ધ થયો છું; તૂટેલા ખટારાના જેવો મારો દેહ જર્જરિત્ થયો છે; જે વેળાએ હું નિરોધસમાધિની ભાવના કરું છું, તે જ વેળાએ મારા દેહને સુખ થાય છે. તેથી આનંદ! હવે તમે પોતા પર જ અવલંબીને રહો. આ સંસારસમુદ્રમાં પોતાના મનને જ દ્વીપ બનાવો, ધર્મને દ્વીપ બનાવો, પોતાના આત્માને શરણે જાઓ, અને ધર્મને શરણે

જાઓ. આનંદ! જે ચાર સ્મૃત્યુપસ્થાનોની* ભાવના કરે છે, તે આત્મદ્વીપ છે, તે ધર્મદ્વીપ છે, તે આત્મશરણ અને તે જ ધર્મશરણ છે."

ચાતુર્માસ્ય પૂરો થયા પછી બુદ્ધગુરુ ચાપાલચૈત્યમાં આવીને રહ્યો. ત્યાં મારે તેને કહ્યું, "ભગવન્! હવે આપ પરિનિર્વૃત થાઓ! આગળ આપે કહ્યું હતું કે ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકા એ સર્વને મારો ધર્મ ઠીક સમજાવ્યા સિવાય હું નિર્વાણ પામીશ નહિ; અને ભગવન્! હવે આપનાં ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકા એ સર્વ શિષ્ય ધર્મવિચારમાં તરબોળ થયાં છે; આપના ધર્મનો પ્રચાર સર્વત્ર થયો છે. હવે આપને આ લોક છોડી જવામાં કાંઈ જ અડચણ રહી નથી!"

બુદ્ધ બોલ્યો, "હે માર! તું નચિંત થા. હું જલદી જ આ લોક છોડી જનાર છું. બીજા ત્રણ મહિના પછી મારું પરિનિર્વાણ થનાર છે."

માર ચાલી ગયા પછી બુદ્ધે પોતાના સામર્થ્યથી દાબી રાખેલા જીવનસંસ્કાર છોડી દીધા. તે વેળાએ ભયંકર ધરતીકંપ થયો!

બુદ્ધ આનંદને સાથે લઈ ચાપાલચૈત્યથી વૈશાલીના મહાવનમાં કૂટાગારશાળામાં આવ્યો, અને આનંદને મોકલી વૈશાલીની આસપાસના સર્વ ભિક્ષુઓને કૂટાગારશાળામાં ભેગા કરાવ્યા. સઘળા ભિક્ષુ એકત્ર થયા પછી બુદ્ધ બોલ્યો, "હે ભિક્ષુઓ! તમારું બ્રહ્મચર્ય ચિરસ્થાયી રહે તથા તેને લીધે પુષ્કળ લોકનું કલ્યાણ થાય, પુષ્કળ લોકને સુખ થાય, એમ જો તમને લાગતું હોય, તો મેં શીખવેલા કુશલ ધર્મનું બરોબર અધ્યયન કરો, અને તેની શુદ્ધ ભાવના કરો. હે ભિક્ષુઓ!

---

* જુઓ ભાગ ૩જો, પ્રકરણ ૨૩, પા. ૨૭૪.

ચાર [1]સ્મૃત્યુપસ્થાનો, [2]ચાર સમ્યક્ પ્રયત્ન, [3]ચાર ઋદ્ધિપાદ, [4]પાંચ ઇન્દ્રિયો, પાંચ બળ, [5]સાત બોધ્યંગો અને આર્ય [6]અષ્ટાંગિક માર્ગ, આ કુશલ ધર્મનો બોધ મેળવી લઈ મેં તમને ઉપદેશ કર્યો છે. એનું સારી રીતે મનન કરી ભાવના કરો.

"હે ભિક્ષુઓ! સાવધ થાઓ! સાવધ થાઓ! સઘળા સંસ્કાર વ્યયધર્મી છે, એ લક્ષમાં રાખો, અને સાવધપણે વર્તો. ત્રણ મહિના પછી મારું પરિનિર્વાણ થનાર છે. ભિક્ષુઓ! હું અત્યંત વૃદ્ધ થયો છું અને મારું આયુષ્ય થોડું રહ્યું છે. મારું કર્તવ્ય મેં કર્યું છે, અને થોડા કાળમાં જ હું તમને છોડી જનાર છું. ભિક્ષુઓ! સાવધ અને જાગ્રત થાઓ, શીલ અને સમાધિ, એ ગુણે યુક્ત થાઓ, અને પોતાના ચિત્તનું દમન કરો. જે મારા ઉપદેશને અનુસરી સાવધાનપણે વર્તશે, તે પુનર્જન્મમાંથી મુક્ત થઈ દુઃખનો નાશ કરશે."

---

૧. જુઓ ભાગ ૩જો, પ્રકરણ ૨૩મું, પાન ૨૭૪.

૨. જે પાપવિચાર ઉત્પન્ન થયા નથી તેમને ઉત્પન્ન ન થવા દેવા વિષે પ્રયત્ન; જે પાપવિચાર ઉદ્ભવ્યા હોય તેમના નાશ માટે પ્રયત્ન; જે પુણ્યવિચાર ઉત્પન્ન થયા ન હોય તેમને ઉત્પન્ન કરવા વિષે પ્રયત્ન; અને જે પુણ્યવિચાર ઉદ્ભવ્યા હોય તેમની અભ્યુન્નતિ કરી પૂર્ણતા કરવાનો પ્રયત્ન; આ ચાર માનસિક પ્રયત્નોને સમ્યક્ પ્રયત્ન કહે છે..

૩. ક્રિયાસાતત્ય, ચિત્તની એકાગ્રતા, માનસિક ઉત્સાહ, અને સત્યાન્વેષણ-બુદ્ધિ (મીમાંસા), આ ચાર મનોધર્મને ઋદ્ધિપાદ એટલે યોગસિદ્ધિના પાદ કહે છે.

૪. ઇન્દ્રિયો અને બળો એક જ છે. ઇન્દ્રિયો સંબંધી વિશેષ માહિતી માટે જુઓ ભાગ ૨, પ્રકરણ ૩, પા. ૧૨૦.

૫. સાત સંબોધ્યંગની ભાવના કેમ કરવી, એ સંબંધી માહિતી માટે જુઓ ભાગ ૩, પ્રકરણ ૧૧, પા. ૨૩૧.

૬. જુઓ ભાગ ૨, પ્રકરણ ૫, પા. ૧૪૧.

બીજે દિવસે બુદ્ધ આનંદને સાથે લઈ વૈશાલીમાં ભિક્ષાએ ગયો. ત્યાં તેણે આનંદને કહ્યું, "આનંદ! તથાગતને વૈશાલીનાં આ છેલ્લાં દર્શન છે. ચાલ હવે આપણે ભાંડગ્રામ જઈએ."

તે પછી બુદ્ધ પોતાના ભિક્ષુસંઘ સાથે ભાંડગ્રામમાં આવ્યો અને ત્યાં ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ! આર્યશીલ, આર્યસમાધિ, આર્યપ્રજ્ઞા અને આર્યવિમુક્તિ, આ ચાર વિષયનો યથાર્થ બોધ ન થવાથી આપણે અનાદિ કાળથી સંસૃતિના પાશમાં સપડાયા હતા; પણ હવે આપણને આ ચાર ધર્મનું યથાર્થ જ્ઞાન થયું છે, એટલે આપણને પુનર્જન્મ રહ્યો નથી."

ભાંડગ્રામથી હસ્તિગ્રામ, આમ્રગ્રામ, જંબુગ્રામ, ભોગનગર ઇત્યાદિ ઠેકાણે પ્રવાસ કરતાં કરતાં બુદ્ધગુરુ પાવા નામે નગરમાં આવ્યો, અને ત્યાં ચુંદ નામના લુહારના આમ્રવનમાં ઊતર્યો. ચુંદને બુદ્ધગુરુ આવ્યાના સમાચાર મળતાં જ તે તેનાં દર્શને ગયો, અને બીજે દિવસે તેણે પોતાને ઘેર બુદ્ધને અને ભિક્ષુસંઘને નિમંત્રણ આપ્યું.

બીજે દિવસે મધ્યાહ્નકાળ પૂર્વે બુદ્ધ ભિક્ષુસંઘ સાથે ચુંદને ઘેર ગયો. ચુંદે નાના પ્રકારનાં પકવાન્નો તૈયાર કરાવ્યાં હતાં, તેમાં સુકર મદ્દવ * નામનો એક પદાર્થ હતો. તે જ્યારે પીરસવામાં આવ્યો, ત્યારે બુદ્ધે ચુંદને કહ્યું, "આ પદાર્થ તું બીજા કોઈને પીરસીશ નહિ. આ પદાર્થને પચાવી શકે એવો મનુષ્ય મને આ જગતમાં કોઈ દેખાતો નથી, માટે આમાંનો જે ભાગ બાકી રહે તે જમીનમાં દાટી દેજે."

બુદ્ધના કહ્યા પ્રમાણે ચુંદે તે પદાર્થ એક ખાડામાં દાટી દીધો.

---

* આ પદાર્થ કયી વસ્તુનો બનાવ્યો હતો એ સંબંધે ટીકાકારોનો મતભેદ છે; આ વાદગ્રસ્ત પ્રશ્નમાં અહીં પડવાની આવશ્યકતા ન લાગવાથી મૂળ શબ્દ જેમનો તેમ રાખ્યો છે.

તે દિવસે ભોજન પછી બુદ્ધને અતિસારનો વિકાર ઉત્પન્ન થયો. તેને મરણાંતિક વેદના થતી હતી, તોપણ તેને સહન કરી બુદ્ધ શાંતપણે એ જ સ્થિતિમાં પ્રવાસે ચાલ્યો. પાવાથી કુસિનારા જવાનો તેને વિચાર હતો, પણ વાટમાં કકુત્થા નામની નદી પાસે આવ્યા પછી તેને ખૂબ જ થાક લાગ્યો. અને તેણે આનંદને કહ્યું, "આનંદ! મને થોડું પાણી લાવી આપ."

આનંદ બોલ્યો, "ભગવન્! આપણે કકુત્થા નદીની તદ્દન પાસે આવ્યા છીએ, ત્યાં જઈ આપે પાણી પીવું અને આપના હાથપગ ધોવા."

બુદ્ધે વળી બે વાર પાણી માગ્યું, તેથી આનંદ પાસેના એક વહેળામાંથી પાણી લાવવા માટે ગયો. તે વહેળામાંથી પુષ્કળ ગાડાં ગયેલાં હોવાથી તેનું પાણી અત્યંત ડહોળાઈ ગયું હતું. પરંતુ આનંદ ત્યાં પહોંચ્યા પછી તે તદ્દન સ્વચ્છ થયું, અને તેથી આનંદ આશ્ચર્યચકિત થયો. પાણી લઈ આવ્યા પછી તેણે તે વાત બુદ્ધને કહી, અને બોલ્યો, "ભગવન્, તથાગતના મહાનુભાવથી આ પાણી સુધ્ધાં સ્વચ્છ થયું!"

બુદ્ધે તે પાણી પીધું. એટલામાં પુક્કુસ નામનો એક મલ્લ* જે કુસિનારાથી પાવા જતો હતો, તે બુદ્ધને જોઈ પાસે આવ્યો. બુદ્ધે તેને કેટલોક કાળ ઉપદેશ કર્યો. પછી તેણે પોતાની પાસેથી બે અત્યંત સુંદર સુવર્ણવર્ણી વસ્ત્રો બુદ્ધને અર્પણ કર્યાં, અને નમસ્કાર કરી તે ત્યાંથી ચાલ્યો ગયો.

તે બે વસ્ત્રો શરીરે ઓઢી લઈ બુદ્ધગુરુ ભિક્ષુસંઘ સાથે કકુત્થા નદી પર ગયો, અને ત્યાં સ્નાન કરી પાસેના આંબાવાડિયામાં પેઠો, અને ચુંદક નામના ભિક્ષુને કહ્યું કે, "હે

---

* કુસિનારા અને પાવાના મહાજનોને મલ્લ કહેતા. તે વાસિષ્ઠ ગોત્રીય ક્ષત્રિય હતા.

ચુંદક! મને જરા વિશ્રાંતિ લેવા દે. મારી કંથા તું અહીં પાથર."

બુદ્ધની આજ્ઞા પ્રમાણે ચુંદકે તે કંથા ચોવડી કરી નીચે પાથરી. બુદ્ધગુરુ તે પર સૂતો, અને આનંદને કહ્યું, "આનંદ! મને ભોજન કરાવ્યા બદલ ચુંદ લુહારને માઠું લાગવાનો સંભવ છે; પણ તમો તેને એમ કહેજો કે 'ચુંદ, તારું મોટું ભાગ્ય સમજ કે તથાગતને છેવટની ભિક્ષા દેવાનો અલભ્ય પ્રસંગ તને જ પ્રાપ્ત થયો. જે દિવસે તથાગત સંબોધિજ્ઞાન પ્રાપ્ત કરે છે અને જે દિવસે તે પરિનિર્વાણ પામે છે, તે બે દિવસે તેને આપેલી ભિક્ષા મહાફલદાયક અને મહાગુણકારી છે.' આ પ્રમાણે ઉપદેશ કરી ચુંદના મનમાંની શંકા તમો દૂર કરાવજો."

કકુત્થા નદી પરથી બુદ્ધગુરુ ભિક્ષુસંઘ સાથે હિરણ્યવતી નદી ઓળંગી તેની પાર કુસિનારાવાસી મલ્લના શાલવનમાં ગયો. ત્યાં આનંદે એક જોડાયેલા શાલવૃક્ષ નીચે બુદ્ધનું બિછાનું તૈયાર કર્યું. બુદ્ધગુરુ ઉત્તર તરફ મુખ કરી જમણે પડખે સૂતો. તે વેળાએ તે શાલવૃક્ષ ફાલ્યું હતું અને પુષ્પ-વૃષ્ટિથી જાણે કે બુદ્ધની પૂજા જ ન કરતું હોય તેમ ફૂલ ખેરવ્યા કરતું હતું. અંતરિક્ષમાંથીયે બુદ્ધ ઉપર પુષ્પવૃષ્ટિ થતી હતી, અને બુદ્ધપૂજા માટે દિવ્ય વાદ્યો વાગતાં હતાં. તે જોઈ બુદ્ધે આનંદને કહ્યું, "આનંદ! તથાગતની પૂજા માટે ગમે તેટલાં પુષ્પો વેરો કે દિવ્ય વાદ્યો વગાડો, તોપણ તેટલાથી તેની પૂજા થનાર નથી. તથાગતની પૂજાનો માર્ગ તો તેણે ઉપદેશેલા ધર્મને યથાર્થ રીતે અનુસરવો એ જ હોઈ શકે. માટે આનંદ! તમે મારા ધર્મને અનુસરીને વર્તન રાખજો."

આનંદ બોલ્યો, "ભગવન્! ચાતુર્માસ પછી ચારે દિશાએથી ભિક્ષુઓ આપનાં દર્શને આવતા, ત્યાં બીજા

સજ્જન ભિક્ષુઓની ઓળખ થતી. પણ હવે અમને સજ્જન ભિક્ષુનાં દર્શન કેવી રીતે થશે?"

બુદ્ધે ઉત્તર આપ્યો, "આનંદ! તારા જેવા શ્રદ્ધાવાન માણસે મારા પરિનિર્વાણ પછી આ ચાર સ્થાનોનાં દર્શન લેવાં યોગ્ય છે. જ્યાં તથાગત જન્મ્યો,[1] જ્યાં તથાગત સંબુદ્ધ થયો[2], જ્યાં તથાગતે પહેલો ધર્મોપદેશ કર્યો[3] અને જ્યાં તથાગત પરિનિર્વાણ પામ્યો[4], આ ચાર સ્થાનની યાત્રા કરતાં મનુષ્યને પુષ્કળ પુણ્ય મળશે."

આનંદે પૂછ્યું, "ભગવન્! સ્ત્રીઓ સાથે અમારે કેમ વર્તવું?" બુદ્ધે કહ્યું, "અને ત્યાં સુધી સ્ત્રીઓનાં દર્શન વર્જ્ય કરો." "પણ ભગવન્! દર્શનપ્રસંગ જ આવે તો શું કરવું?" "આનંદ! એવા પ્રસંગે એમની જોડે બોલશો મા!" "પણ ભગવન્! સંભાષણપ્રસંગ આવ્યો તો શું કરવું?" "આનંદ! એવે પ્રસંગે સ્મૃતિ જાગ્રત રાખવી." "ભગવન્! પરિનિર્વાણ પછી આપના દેહની શી વ્યવસ્થા કરવી?"

બુદ્ધે ઉત્તર આપ્યો, "આનંદ! મારા પરિનિર્વાણ પછી મારા દેહની પૂજા કરવાની માથાફોડમાં તમે પડશો નહિ. મેં

---

૧. આ સ્થાન નેપાળની તળેટીમાં ભગવાનપુર નામના જિલ્લાના મુખ્ય શહેરથી દોઢ માઈલને અંતરે છે. એને હાલમાં લુંબિનદેઈ કહે છે. જુઓ 'બુદ્ધ, ધર્મ અને સંઘ', વ્યાખ્યાન ૧લું.

૨. આ સ્થાન ગયાની દક્ષિણે સાત માઈલ પર છે. આને બુદ્ધગયા કહે છે. ત્યાં પ્રાચીન કાળમાં બાંધેલું એક મંદિર હોઈ ત્યાં બુદ્ધની પુષ્કળ મૂર્તિ, સ્તૂપ વગેરે જોવામાં આવે છે.

૩. કાશી પાસે સારનાથમાં બુદ્ધે પ્રથમ ઉપદેશ કર્યો. બુદ્ધ-કાળમાં એને ઋષિપતન મૃગદાવ કહેતા.

૪. આ સ્થાન ગોરખપુર જિલ્લામાં છે. કસયા નામનું એક તાલુકાનું ગામ છે, ત્યાંથી આ એક માઈલના અંતરે છે, આને ત્યાંના ખેડૂતો 'માયાકુંવર કા કોટ' કહે છે.

જે સન્માર્ગ તમને બતાવ્યો છે, તેને અનુસરી ચાલવાનો પ્રયત્ન કરજો. સાવધાન થજો, ઉદ્યોગી થજો અને શાન્ત થજો! પુષ્કળ ગૃહસ્થો મારા શિષ્ય છે, તે મારા શરીરની યથાયોગ્ય વ્યવસ્થા કરશે."

ત્યાર પછી આનંદે વિહારમાં જઈ આંસુ પાડવા માંડયાં. પોતે સોતાપન્ન[1] હતો એવામાં જ ભગવંતનું પરિનિર્વાણ થાય છે, એ બદલ તેને અત્યંત દુઃખ થયું. ત્યારે બુદ્ધે તેને બોલાવી મંગાવી કહ્યું, "આનંદ! આમ શોકાકુલ થઈશ નહિ. સર્વ પ્રિય વસ્તુથી આપણો વિયોગ થશે, એમ મેં અગાઉ જ કહ્યું નથી? જે વસ્તુ જન્મ પામી છે, તેનો નાશ ન થવા દેવો એ શકય છે? આનંદ! તેં તથાગતની ભાવિક બુદ્ધિથી સેવા કરી છે, તું પુણ્યવાન છે. જો તું પ્રયત્ન કરીશ, તો તું થોડા જ વખતમાં અર્હત્ થઈશ!"

આનંદ બોલ્યો, "ભગવન્! આ નાનાશા શહેરમાં આપનું પરિનિર્વાણ થાય એ મને ઠીક લાગતું નથી. ચંપા, રાજગૃહ, શ્રાવસ્તી, સાકેત, કૌશાંબી, અને વારાણસી, આ મોટાં શહેરોમાંથી એકાદ શહેરમાં તથાગતનું પરિનિર્વાણ થાય, એવી મારી ઇચ્છા છે."

બુદ્ધે કહ્યું, "આનંદ! આ નાનું શહેર છે એમ સમજીશ મા. હમણાં જોકે આની નાના શહેરમાં ગણના થાય છે, તોયે પૂર્વે એક કાળે સુદર્શન નામના પ્રખ્યાત રાજાની આ રાજધાની હતી. તે વેળાએ આને કુશાવતી કહેતા અને તેને દેવોની રાજધાનીની ઉપમા અપાતી.

---

૧. સોતાપન્ન, સકદાગામી, અનાગામી અને અરહા, એવી નિર્વાણમાર્ગે ચડેલા મનુષ્યની ચાર પાયરી છે. જુઓ ધમ્મપદમાં આપેલી પરિભાષા ટિપ્પણીમાં 'સંયોજન' વિષેની સમજૂતી, પા. ૧૪૪.

"આનંદ! હવે તું કુસિનારા શહેરમાં જઈ મલ્લોને કહે કે, તથાગત તમારા રાજ્યમાં રાજધાનીની પાડોશમાં પરિનિર્વાણ પામનાર છે; જો તેમનાં છેવટનાં દર્શન કરવાની તમારી ઇચ્છા હોય તો ચાલો. પાછળથી, અમને આ સમાચાર મળ્યા નહિ, એવો પશ્ચાત્તાપ કરશો નહિ."

તે વેળાએ કુસિનારામાંના મલ્લો કોઈક કારણસર પોતાના સંથાગારમાં ભેગા થયા હતા. આનંદે તેમને બુદ્ધનો સંદેશો સંભળાવ્યો ત્યારે તે પોતાનાં બાળગોપાળ સાથે શોકસાગરમાં ડૂબી ગયા. 'બુદ્ધગુરુ થોડા સમયમાં જ પરિનિર્વૃત થાય છે! ધર્મસૂર્ય થોડી વારમાં જ આથમે છે!' એમ સૌ કહેવા લાગ્યા.

પછી તે સર્વ મલ્લો પોતાનાં સ્ત્રીપુત્રો સહિત બુદ્ધનાં અંતિમ દર્શન કરવા માટે શાલવનમાં ગયા. પ્રત્યેક મલ્લે બુદ્ધને વારાફરતી નમસ્કાર કર્યા હોત, તો તે આખી રાત્રિ તેમના નમસ્કારવિધિમાં જ ગઈ હોત! માટે આનંદે મલ્લના કુળમાંના મુખ્ય મુખ્ય મલ્લોને આગળ લાવી નમસ્કાર કરાવ્યા અને 'ભગવન્! આ અમુક મલ્લ પોતાનાં બાળગોપાળ અને ચાકર-નોકર સહિત નમસ્કાર કરે છે!' એ શબ્દોથી બુદ્ધને તેમની ઓળખાણ કરાવી.

તે વેળાએ સુભદ્ર નામનો એક પરિવ્રાજક કુસિનારામાં રહેતો હતો. તે દિવસે પો ફાટતાં બુદ્ધનું પરિનિર્વાણ થનાર છે, એવું જ્યારે તેણે સાંભળ્યું ત્યારે તે બારોબાર જ શાલવનમાં આવ્યો, અને આનંદને કહે, "આનંદ, તથાગતનો પ્રાદુર્ભાવ આ લોકમાં ક્વચિત જ થાય છે, એમ મેં સાંભળ્યું છે, અને આ જ રાત્રે આપણા ગુરુનું દેહાવસાન થનાર છે એ વાત સુધ્ધાં મારે કાને આવી છે. તો થોડામાં જે કાંઈ કહેવાનું હોય તે કહી ગૌતમ મારી શંકાનું નિવારણ કરશે?"

આનંદે જવાબ આપ્યો, "હે સુભદ્ર! આવે વખતે તું તથાગતને ત્રાસ આપીશ મા. તથાગત થાકીને લોથ થઈ ગયા છે!"

સુભદ્ર અને આનંદનો આ સંવાદ સાંભળી બુદ્ધ બોલ્યો, "આનંદ, સુભદ્રને પ્રતિબંધ કરીશ નહિ. તેને તથાગતનાં દર્શન કરવા દે. તે જિજ્ઞાસુ છે. તે મને જે પ્રશ્ન પૂછનાર છે, તે મને ત્રાસ આપવાના ઉદ્દેશથી ન હોઈ પોતાને તત્ત્વબોધ થાય એ હેતુથી પૂછનાર છે, અને મારા ભાષણનો ભાવાર્થ તે તુર્ત સમજી જશે."

આનંદે સુભદ્રને બુદ્ધ પાસે જવાની છૂટ આપી. બુદ્ધે ટૂંકામાં તેને ઉપદેશ આપ્યો. તે સાંભળી સુભદ્ર બુદ્ધને, ધર્મને અને સંઘને શરણ ગયો, અને પોતાને ભિક્ષુસંઘમાં લેવાની તેમને વિનંતી કરી.

બુદ્ધ બોલ્યો, "હે સુભદ્ર! જે બીજા પંથના શ્રમણો હોય છે તેમને ચાર મહિના સુધી અમે અમારા સંઘમાં ન લેતાં એકાદ ભિક્ષુને સ્વાધીન કરીએ છીએ, અને તેનું વર્તન જો સંતોષકારક હોય તો ચાર મહિના પછી તેને પ્રવ્રજ્યા આપી સંઘમાં લઈએ છીએ."

સુભદ્ર બોલ્યો, "ભગવન્! જો બીજા પંથના શ્રમણને ચાર મહિના વાટ જોવી પડે છે, તો હું ચાર વર્ષ સુધી પ્રવ્રજ્યા ન લેતાં ભિક્ષુ પાસે રહેવા તૈયાર છું. મારું આચરણ યોગ્ય છે એવું જણાઈ આવે, તો ચાર વર્ષ પછી ભિક્ષુ મને પોતાના સંઘમાં લે."

આથી સુભદ્રને બુદ્ધે આનંદને સ્વાધીન કર્યો. અને તેને યથાવિધિ પ્રવ્રજ્યા વગેરે દેવા કહ્યું. પછી બુદ્ધે આનંદને કહ્યું, "આનંદ! આ ધર્મપંથમાં મારા દેહાવસાન પછી કોઈ શાસ્તા (શાસનકર્તા) રહ્યો નથી, એમ તમને લાગવાનો સંભવ

છે; પણ આનંદ! મારી ગેરહાજરીમાં મેં જે ધમ અને વિનય તમને શીખવ્યો છે, તે જ તમારો શાસ્તા થશે."

વળી બુદ્ધ ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યો, "હે ભિક્ષુઓ! મારા ધર્મ સંબંધે કોઈને કાંઈ શંકા હોય, તો તેણે તે આ વેળાએ પૂછી લેવી."

પણ તે ભિક્ષુઓમાં સર્વ સોતાપન્નની ઉપરની પાયરીના જ હતા; સોતાપન્ન થયો નહોતો, એવો એક પણ તેઓમાં નહોતો. એટલે બુદ્ધના ધર્મમાર્ગ વિષે કોઈનાયે મનમાં શંકા આવી નહિ; ત્યારે બુદ્ધ બોલ્યો, "હે ભિક્ષુઓ! હવે હું તમને કહું છું કે સંસ્કાર વ્યયધર્મી છે, માટે સાવધાનીથી વર્તો."

આ જ તથાગતના છેવટના શબ્દો!

પછી બુદ્ધગુરુ ધ્યાનસ્થ થયો. પહેલા ધ્યાનથી અનુક્રમે નૈવસંજ્ઞાનાસંજ્ઞા સમાધિ સુધી સર્વ સમાધિની પાયરીઓ ઓળંગીને તે ફરી અનુક્રમે પહેલા ધ્યાન પર આવ્યો અને ત્યાંથી ચોથા ધ્યાન પર આવી પરિનિર્વાણ પામી ગયો. તે જ ક્ષણે ભયંકર ભૂમિકંપ થયો, અને આકાશમાં દેવોનાં દુંદુભિ ફૂટી ગયાનો અવાજ સંભળાયો! ત્યારે બ્રહ્મદેવ બોલ્યો, "સર્વ પ્રાણી પોતાનો દેહ છોડીને જનાર છે. આવા આ લોકોત્તર શાસ્તા સમ્યક્‌સંબુદ્ધ, તથાગત, શ્રદ્ધાદિક બળસંપન્ન હોવા છતાં પરિનિર્વાણ પામી ગયા!"

ઇંદ્ર બોલ્યો, "અરેરે! સર્વ સંસ્કાર અનિત્ય છે. તે ઉત્પાદવ્યયધર્મી હોવાથી ઉત્પન્ન થઈ નાશ પામે છે. તેમનો ઉપશમ જ સુખકારી નીવડે છે."

અનુરુદ્ધ બોલ્યો, "આ શાંતચિત્ત મુનિના આશ્વાસ-પ્રશ્વાસનીયે ખબર પડી નહિ! અત્યંત ધીરજથી તેણે સર્વ વેદના સહન કરી, અને લગાર પણ ડગમગ્યા સિવાય તે નિર્વાણ પામ્યો! તેલ ખૂટવાથી જેમ મશાલ આપોઆપ હોલવાય છે, તેમ આનું ચિત્ત એ ને એ જ ઠેકાણે વિમુક્ત થયું."

આનંદ બોલ્યો, "સર્વગુણસંપન્ન સંબુદ્ધનું પરિનિર્વાણ થતાંની સાથે જ મારાં અંગને રોમાંચ થયો! હું ગભરાઈ ગયો!"

જે ભિક્ષુ હજુ સુધી અર્હત્પદને પહોંચ્યા ન હતા તે બુદ્ધના પરિનિર્વાણ પછી શોકાકુલ થઈ ગયા, પણ જે અર્હત્પદને પામ્યા હતા તેમણે, સર્વ સંસ્કાર અનિત્ય છે, તેમનો સમાગમ કાયમ રહેવો શક્ય નથી, એવો વિચાર કરીને બુદ્ધનો વિયોગ ભારે વિવેકપૂર્વક સહન કર્યો. શોકનિમગ્ન થયેલા ભિક્ષુઓને અનુરુદ્ધે કહ્યું, "હે બંધુઓ! શોક કરશો નહિ, અને રડશો નહિ. સર્વ પ્રિય વસ્તુનો આપણને વિયોગ થનાર છે, એ વાત ભગવંતે આપણને શું પૂર્વે જ કહી નથી?"

તે રાત્રિનો અવશિષ્ટ (બાકી રહેલો) ભાગ અનુરુદ્ધે અને આનંદે ભિક્ષુઓને ધર્મોપદેશ કરવામાં ગાળ્યો.

બીજે દિવસે મલ્લોને બુદ્ધગુરુના પરિનિર્વાણની ખબર આપવામાં આવી. તેમણે ગંધમાલાદિકથી બુદ્ધના શરીરની પૂજા કરીને ચક્રવર્તી રાજાના શરીરની જેમ બુદ્ધના શરીરને સન્માન આપ્યું. આ પ્રમાણે સાત દિવસ સુધી ભારે ઉત્સવ કરીને કુસિનારાની પૂર્વે તેમણે ચંદનકાષ્ઠની એક મોટી ચિતા રચી, અને બુદ્ધનું શરીર નવીન વસ્ત્રો વડે વીંટાળી તેલની પેણીમાં નાખ્યું; પછી તે ચિતા પર લઈ જઈ મૂકવામાં આવ્યું; તે ચિતા કેમે કરી સળગે નહિ! આથી મલ્લો અનુરુદ્ધને કહે, "ભદંત, ચિતા સળગતી નથી એનું કારણ શું?"

અનુરુદ્ધે જવાબ આપ્યો, "હે ગૃહસ્થો! દેવના પ્રભાવથી આ ચિતા સળગતી નથી. મહાકાશ્યપ પાવાનગરથી તથાગતના શરીરનાં છેવટનાં દર્શન કરવા માટે મોટા ભિક્ષુસમુદાય સહિત ચાલી આવે છે. તેમના અહીં આવી પહોંચ્યા સિવાય આ ચિતા સળગવાની નથી, એવો દેવનો અભિપ્રાય છે."

એટલામાં મહાકાશ્યપ તથાગતની ચિતા પાસે આવી પહોંચ્યો. તેણે તે ચિતાની ત્રણ વાર પ્રદક્ષિણા કરી અને બુદ્ધના પગ ઉઘાડી તે પર પોતાનું મસ્તક મૂકયું. મહાકાશ્યપ સાથે આવેલા ભિક્ષુઓ પણ ચિતાની ત્રણ વાર પ્રદક્ષિણા કરી તથાગતને પગે પડયા. પછી ચિતા આપોઆપ ચેતી!

તથાગતનું શરીર દગ્ધ થયા પછી આકાશમાંથી એક જલધારા નીચે આવી અને તે ચિતા હોલવાઈ. મલ્લોએ પણ ગંધોદકથી તે ચિતા હોલવી. બુદ્ધનાં અસ્થિ ભેગાં કરી મલ્લોએ તેમના રક્ષણ માટે ખુલ્લી તલવારનો ખડો પહેરો મૂકયો, અને નૃત્ય, ગીત, વાદ્ય ઇત્યાદિકથી તે અસ્થિની પૂજા કરવાની શરૂઆત કરી.

તથાગત કુસિનારા મુકામે પરિનિર્વાણ પામ્યાના સમાચાર ટૂંક વખતમાં જ સર્વત્ર ફેલાયા. અને મગધદેશના અજાતશત્રુ રાજાએ, વૈશાલીના લિચ્છવીઓએ, કપિલવસ્તુના શાકયોએ, અલ્લકપ્પના બુલીઓએ, રામગ્રામના કોલિયોએ, વેઠદ્વીપમાંના એક પ્રસિદ્ધ બ્રાહ્મણે, તથા પાવાના મલ્લોએ બુદ્ધના શરીરાવશેષનો ભાગ લેવા માટે પોતપોતાના દૂત કુસિનારામાં મોકલ્યા. પણ મલ્લોએ તેમને હિસ્સો આપવા ના પાડી. આથી દ્રોણ નામના એક વિદ્વાન બ્રાહ્મણે કુસિનારાના મલ્લોને કહ્યું, "હે મહાજનો! હું કહું છું તે તરફ જરા લક્ષ આપો. આપણા બુદ્ધ ક્ષમાવાદી હતા. તે મહાપુરુષના શરીરાવશેષના હિસ્સા માટે ટંટો કરવા બેસવું અયોગ્ય ગણાય. તેથી સર્વેએ એકમતે આઠ ભાગ કરવા એ ઠીક છે. સર્વ દિશામાં બુદ્ધના સ્તૂપ થાય એ યોગ્ય છે. કેમકે, પુષ્કળ લોકોનો બુદ્ધ પ્રતિ ભક્તિભાવ છે!"

પછી તે બ્રાહ્મણે સૌનું સમાધાન કરી તથાગતનાં અસ્થિના સરખા આઠ ભાગ કર્યા. તે તે દૂતોને આપી તે બોલ્યો, "હવે આ જે ઘડો રહ્યો છે, તે તમે મને આપો. બુદ્ધના સ્મારક માટે હું આ ઘડા ઉપર એક સ્તૂપ બાંધનાર છું."

તે સઘળાએ તે ઘડો ઘણા આનંદથી દ્રોણ બ્રાહ્મણને આપ્યો. એટલામાં પિપ્ફલિવનમાંના મૌર્યોનો દૂત બુદ્ધનો અસ્થિઅંશ માગવા માટે કુસિનારામાં આવી પહોંચ્યો. પણ હવે ભાગ મળવો અશક્ય હોવાથી, બુદ્ધની ચિતાના કોલસા તે દૂતને સ્વાધીન કરવામાં આવ્યા. અજાતશત્રુએ પોતાના હિસ્સા પર રાજગૃહમાં એક સ્તૂપ બાંધ્યો. લિચ્છવીઓએ વૈશાલીમાં, શાક્યોએ કપિલવસ્તુમાં, બુલીઓએ અલ્લકપ્પમાં, કોલિયોએ રામગ્રામમાં, વેઠદ્વીપના બ્રાહ્મણે વેઠદ્વીપમાં, પાવાના મલ્લોએ પાવામાં અને કુસિનારાવાસી મલ્લોએ કુસિનારામાં પોતપોતાને ભાગે આવેલા બુદ્ધનાં અસ્થિના ભાગ ઉપર સ્તૂપો બાંધ્યા. દ્રોણ બ્રાહ્મણે પોતાને મળેલા ઘડા પર સ્તૂપ બાંધ્યો. અને પિપ્ફલિવનના મૌર્યોએ પણ પોતાને મળેલા કોલસા પર સ્તૂપ કરાવ્યા. આ પ્રમાણે બુદ્ધાસ્થિ પર આઠ સ્તૂપ બંધાયા; એક ઘડા પર અને એક ચિતાના કોલસા પર બંધાયો.

# શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા ભાગ ૧–૨ | ૧—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ (ટિપ્પણ સાથે) | ૧—૦—૦ |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| લોકમાતા | ૦—૪—૦ |
| સ્મરણયાત્રા | ૧—૮—૦ |
| જીવતા તહેવારો | ૦–૧૨—૦ |
| આપવીતી | ૧—૪—૦ |
| મધપૂડો | ૦–૧૦—૦ |
| સીતાહરણ | ૦–૧૨—૦ |
| આબાદ હિન્દુસ્તાન! | ૧—૦—૦ |
| હિન્દુસ્તાનની ગરીબાઈ | ૦–૧૪—૦ |
| કાવ્યપરિચય ભા. ૧લો | ૦–૧૦—૦ |
| ,, ભા. ૨જો | ૦–૧૨—૦ |
| નામાનાં તત્ત્વો | ૨—૮—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |
| સાર્થ ગૂજરાતી જોડણીકોશ | ૪—૦—૦ |
| રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ | ૧—૮—૦ |
| ખિસ્સાકોશ (જોડણી માટે) | ૦—૬—૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**